गु० व० सोसाइटी प्रबंधमाळा.

सौ० पार्वतीकुंवर इनाम काव्य.

# पार्वतीकुंवर चरित्र.

રચનાર

કવિ ગણપતરામ રાજારામ ભટ્ટ.

The Gujarat Vernacular Society's Series

Saubhagyavati Parvatikunvar Prize Poem.

# THE LIFE

OF

# PARVATIKUNVAR,

A POEM BY

KAVI GANPATRAM RAJARAM BHATTA,

Author of "Evils of Early Marriage,"

"Pratapa Nataka," &c.

*First Edition.—1000 copies.*

AHMEDABAD:

Office of the Gujarat Vernacular Society.



SAMVAT 1947. — 1890 A. D.

Price Three Annas.

गुजरात वर्नाक्युलर सोसाइटी प्रबंधमाळा

सौभाग्यवती पार्वतीकुंवर इनाम काव्य.

# पार्वतीकुंवर चरित्र.

રચનાર

કવિ ગણપતરામ રાજારામ ભટ્ટ,

“બાળલગ્નથી થતી હાનિ,” “પ્રતાપનાટક,”

વગેરેના કર્તા.

પ્રથમ આવૃત્તિ.—પ્રત ૧૦૦૦

“સતી પતીનો ભવ સૌ સુધારે.”

अमदावाद,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફિસ.



સંવત ૧૯૪૭.——સન ૧૮૯૦.

કિમ્મત ત્રણ આના.

# प्रस्तावना.

ગદ્યમાં પ્રકટ થયેલા રા. સા. મહીપતરામ રૂપરામ પ્રણીત "પાર્વતીકુંવરાખ્યાન" ને આધારે તે બાઇનું પદ્યબંધ ચરિત્ર રચાવવાને સૌ. પાર્વતીકુંવર સ્મારકફંડમાંથી રૂ. ૩૦૦) નું ઇનામ આપવાની જાહેર ખબર ગઈ સાલના નવેંબર માસના "બુદ્ધિપ્રકાશ" માં પ્રસિદ્ધ કરવામાં આવી હતી. તે ઉપરથી આ **પાર્વતીકુંવર ચરિત્ર** નો લઘુ ગ્રંથ રચવામાં આવ્યો હતો. તે પસંદ પડવાથી તેના કર્તાને સભા વચ્ચે ઈનામ આપવાનો ઠરાવ સાક્ષર પરીક્ષકોની સૂચનાથી સોસાઇટીએ કર્યો હતો. આ ઉપરથી એ સંબંધની સભા અમદાવાદમાં હિમાભાઇ ઈન્સ્ટિટ્યુટમાં મેળવવામાં આવી હતી, જેમાં અધ્યક્ષ સ્થાન આપણા સુપ્રસિદ્ધ વૃદ્ધ કવીશ્વર દલપતરામે શોભાવ્યું હતું. તેમણે સભામાં **પાર્વતીકુંવર ચરિત્ર** શ્રવણ કરી, ઇનામ આપતાં પોતાનો સંતોષ પ્રકટ કરતાં કહ્યું હતું કે—"આ પ્રસંગે રા. ગણપતરામને ઇનામ આપતાં મને ઘણો આનંદ થાયછે; કારણકે અત્યાર સૂધી મારા મનમાં ચિંતા હતી કે, હું તો હવે વૃદ્ધ થયોછું; એટલે મારી જગ્યા કોણ સાચવશે? પરંતુ આજ આ કાવ્ય સાંભળીને મારા મનમાંથી એ ચિંતા દૂર થઇ છે. રા. ગણપતરામની કવિતા ઘણી સારી છે; અને હું ધારૂંછું કે જેમ સોસાઇટીએ મને સોનાને અક્ષરે **કવીશ્વર** પદ કોતરાવી આપ્યું

છે, તેમ એમને પણ આપે તો ખોટું નથી. એવા ગૃહસ્થોને તો સોસાઈટી સરખાએ રૂ. ૧૦૦) ને દરમાચે કવિતા કરવાને રાખવા જોઇએ.''*

કવીશ્વરે ઇનામ આપવા સાથે જે રૂડી લાગણી દર્શાવી તેમાં મારી મહત્તા કશી પણ નથી; પણ એ પ્રતાપ સાર કરવા પોતાની મોજે આવેલી કવિતાનો છે. કહ્યું છે કે,—

कविता वनिता चैव सरसा स्वयमागता ।
वलादाकृष्यमाणा सा सरसा विरसा भवेत्. ॥

**અર્થ**—કવિતા અને વનિતા એ બેની એવી રીતિ છે કે પોતાની ઇચ્છાથી આવે તો તે રસાલી–રસ દેનારી થઇ પડેછે; અને જો તેમને બળાત્કારે ખેંચી લાવવામાં આવે તો તે રસવાળી છતાં નીરસ નીવડેછે—કશું ધોળતી નથી.

અહિં એટલું અવસ્ય લક્ષમાં રાખવાનું છે કે, પોતાની પ્રસન્નતાથી ભક્તનું ભલું કરવા–વરદાન આપવા આવેલી વાગ્દેવી આગળ અનુચિત કાર્ય ન ધરતાં, ઉચિત ઉત્કૃષ્ટ હોય તેજ ધરવું. નહિ તો "भार्या रक्षंतु भैरवी" ને બદલે "भार्यां भक्षंतु भैरवी" જેવું થશે, અથવા "इंद्रासन" ને સાટે "નિદ્રાસન" મળવા જેવો જોગ આવશે.

કવિતા સંબંધમાં આવો નિયમ છે, માટે સારા કવિઓ પોતાના ઉપર પ્રસન્ન થયેલી વાગ્દેવી આગળ સારાં પાત્રની યોજના કરી પોતાના મનોર્થ સિદ્ધ કરી શક્યા છે. આ-

* નવેંબર, સન ૧૮૯૦ ના "બુદ્ધિપ્રકાશ" પૃષ્ઠ ૨૯૪ માંથી.

રો મનોર્થે સિદ્ધ કરવાનું યોગ્ય પાત્ર "પાર્વતીકુંવરાખ્યાન" ઉપરથી સતી પાર્વતીકુંવર જણાવાથીજ મેં મનની મોજે આવેલી કવિતા આગળ તે બાઇનું પાત્ર નિવેદન કર્યું, અને તેથીજ તેમાં યથેચ્છ યશ દેનારા રંગો પૂરાયા છે. કલ્પિત વાર્ત્તા કે આખ્યાયિકામાં કવિ પોતાની ચતુરાઈ દર્શાવવા ફાવે તેવી કલ્પના લડાવી અલંકાર, ઉપમા, ઉત્પ્રેક્ષા, આદિથી પોતાના રંગમાં આવે એવા રંગો પૂરી કાવ્યને શણગારે તેમ તેનું કાવ્ય વખણાયછે; પણ ખરી બનેલી વાતમાં તો તે વાતને તાદૃશ ખરા આકારમાં દર્શાવી–તેનું ખરૂં ચિત્ર તેમાં ભળે એવા રંગોથી પાડી આપવામાં કવિની બુદ્ધિ પ્રશંસા પામેછે, અને તેમ કરેથીજ તે વાત રસિક થાયછે.

સતી પાર્વતીકુંવરનું ચરિત્ર એક તાજો બનેલો થોડા સમય ઉપરનો બનાવ છે; જેને ઉપર જણાવ્યા પ્રમાણેની બીજી રીતમાં વર્ણવાય તોજ તે શોભે; જેમાં નહિ છાજતી કલ્પના કે તર્ક વિતર્ક દાખલ કરવા એ કેવળ ભાટાઇ ઠરે. માટે તેમ ન કરતાં મેં એ બાઇનું શુદ્ધ જીવનચરિત્ર તેમના પતિએ એ સતીના ગદ્યમાં રચેલા આખ્યાનને આધારે મને ફાવ્યું તેમ રચ્યું છે; જેમાં વિષયની શોભા અર્થે તેમાં હળે એવા રંગ મેં મારી કલ્પનાને આધારે પૂર્યાછે. એમાં લોકચર્ચા, નાતચર્ચા, આદિનાં દૃષ્ટાંત મેં મારી મતિ અનુસારે ટૂંકામાં આપ્યાં છે; જેમાં એ સતી અને તેમના પતિનાં સગાં, મિત્રો, આદિનાં નામ સિવાયનાં નામો કલ્પિત છે; ચોકસ સ્ત્રી કે પુરુષનાં તે નામો નથી.

પતિપરાયણ-વૃત્તિને માટે વિખ્યાત, કવિઓની વાણીદ્વારા

પ્રખ્યાત થયેલી પ્રાચીન સતીઓ તારામતી, સીતા, દમયંતી, દ્રૌપદી, તેમજ અનસૂયા, અહલ્યા, રેણુકા, અને નર્મદા આદિએ પોતાનાં ઉત્તમ ચરિત્રથી જગત્‌ને જેમ ઉત્તમ બોધ આપ્યો છે ને આપેછે, તેમ પતિપરાયણ વૃત્તિવાળી આપણી આંખો આગળ થઈ યશનું ભાથું લઇ ગયેલી સતી પાર્વતીકુંવર આ ચરિત્રદ્વારા ઉત્તમ બોધદાયિની થશે, તો તેમાંજ હું મારી કૃતિનું સાર્થક માનીશ.

માનવી જીવનચરિત્રમાં તેના રૂપ કરતાં ગુણ વાંચનાર સાંભળનારનું મન વિશેષ આકર્ષે છે, ને સારો બોધ આપે છે. પાર્વતીકુંવરમાં રૂપ કરતાં ગુણ વિશેષ વસેલા હતા, અને તેથીજ તે પોતાનું ચરિત્ર નોંધાવવાને પાત્ર જણાયાં છે. એથી આ ગ્રંથમાં જ્યાં તેમના ગુણ સંબંધી વાત આવેછે, ત્યાં મેં તેમાં હળે એવું વિવેચન કરી મારી [illegible]બાઇ પ્રત્યેની રૂડી લાગણી દર્શાવી છે.

**અમદાવાદ**, સંવત ૧૯૪૬
આશ્વિન વદ ૩૦, દીપોત્સવી.

**ગ. રા. ભટ્ટ.**

# अनुक्रमणिका.



# पार्वतीकुंवर चरित्र.

### કડવું ૧ લું. રાગ ધનાશ્રી.

"અદ્ભુત લીલા રાસ વિરાજેજી."—
એ દેશી.

આરાધીને હું શ્રી અવિનાશીજી, પ્રણમીને પૂર્ણ પ્રકાશીજી,
વંદીને તે વિશ્વવિલાસીજી, સતિચરિત્ર રચું ઉલ્લાસીજી. ૧

ઢાળ.

ઉલ્લાસ ઉરમાં આણિને, સતિ પાર્વતીનું ચરિત્ર,
સંક્ષેપમાં સંભળાવું સઘળું, શુણો માનવમિત્ર. ૧
કળિકાળમાં કામનિયો કાજે, કલ્પવૃક્ષ સમાન,
સાધન શુભ સજવાનું તે છે, ન મળે એ સમ આન. ૨
પુરુષને પણ પૂર્ણ રીતે, મનન કરવા જોગ,
કુળવતી સતિચરિત છે, ભાગવા ભ્રમણારોગ. ૩
જેના ગુણ ગણિ રાખિ હૃદયે, ધારિ તેનું ધ્યાન,
તેના પતિએ ત્રૂઠિ તે પર, રચ્યું એનું આખ્યાન. ૪
પાર્વતી ગુણનું પારિજાતક, વાવ્યું મહિપતરામ;
હું વાસના તેની વિસ્તારૂં, રાખિ ઉરમાં હામ. ૫
છું કસ વગરનો રસરહિત, સ્થુળ બુદ્ધિનો હું ઠોઠ;
મતિ વિના ગતિ સતિગુણ કથવા કરૂં હલાવી હોઠ. ૬

પવન ચંદનવનથિ વહેતો, વખાણે જનજાત;
ગુણકથન ગુણિ જનનું તેવું, વખણાએ ભલિ ભાત. ૭
એવું જાણી હર્ષ આણી, ત્યાગિ શક્તિ વિચાર,
પવિત્ર પ્રમદા પાર્વતીના દાખું ગુણ ઉદ્ગાર. ૮
જેના ગુણનું ચરિત ચારૂ, કંથે રચિયું રીઝી,
અહો! ભુતળમાં ભામની, સતિ જોતાં ન જડે બીજી. ૯
તેવિનું હું આ તકે, જીવનચરિત કહું કોડે:
છે ઉચિત અહિપતિ* ઉચરવાને તદપિ કહું એક મ્હોડે. ૧૦

---

## કડવું ૨ જું. રાગમારૂ.

"ઓખા કહેછે શુણને સાહેલી, લાવ નાથને વહેલી વહેલી."—

એ દેશી.

તાપીતટપર પુર રઢિયાળું, 'સુરત સોનાની મૂરત' વાળું;
તેમાં નાગર ગૃહસ્થનિ નાત, વડનગરી છે શુભ વિખ્યાત. ૧
એમાં સંવત અઢાર સત્યાશી, માર્ગશીર્ષ વદ એકાદશી,
મહેતા સાહેબરાયજી ઘેર, પાર્વતી જનમ્યાં શુભ પેર. ૨
મંછાગૌરીઉદર અવતરિયાં, જેણે કુળ અજવાળાં કરિયાં;
ત્રીજાં સાહેબરાયનાં તનયા, હતાં પાર્વતિ બીજાં ઉમયા. ૩
પાર્વતી પાર્વતીસમ પુનીત, પતિપદમાં જેનું શુદ્ધ ચિત્ત;
ઉમા થકિ અદકો ગુણ એક, હઠરહિત જણાણો વિશેક. ૪
દક્ષતાત ગૃહે યજ્ઞ જાણી, ભવાની હઠે પૂર્ણ ભરાણી;
નાથે ના કહ્યું પણ નવ માની, સતિ સંચરિ મતિ ધરી પાંની. ૫

---

* શેષનાગ. ( હજાર મુખવાળો જે શેષ તેને કહેવા યોગ્ય છે.)

સીતા વન વસી મન નવ માર્યું, કરાવવા કંથથી નિજ ધાર્યું;
માયાવી મૃગચર્મને માટ, નાથને ઉપજાવ્યો ઉચ્ચાટ. ૬
એવું કામ કદા આ સતિયે-કર્યું ન હતું જણવ્યું જેને પતિએ;
જનમાં વસી મન વશ રાખી, રહ્યાં પાર્વતી ષડ્રિપુ* પાખી. ૭
પતિવૃત્તિને દૃઢ અનુસરિયાં, પીડ પ્રૌઢ પડે નવ ડરિયાં;
નાથની બની નૌકા સારી, ઇચ્છિત કાંડે મૂક્યા ઊતારી. ૮
ચાર વર્ષની વયમાં માતા, દેવલોક ગયાં સુખદાતા;
માતામહિ મણિકુંવરે જેતું, પછી જતન કર્યું શુભ એનું. ૯
પાંચમે વરસે તેહ પરણી, જેની ક્લેશરહિત હતિ કરણી;
તાતનો પ્રેમ પૂરણ પામી, વેદના એથિ ઉરની વામી. ૧૦
ગાનતાનમાં તાતજી પૂરા, બુદ્ધિમાન હતા બહુ શૂરા;
ફારસી કલમે વિખ્યાત, વહેમની માનતા નવ વાત. ૧૧
ગુણ તેમના તનયા મધ્ય, ઝળકી ઊઠયા જોતાં સદ્ય;
વડીઆઇએ વ્હાલ વધારી, દૌહિત્રીને સદ્ય સુધારી. ૧૨
લખતાં વાંચતાં લમ ગાતાં, શીખવ્યું નવ થાતાં તાતાં;
ધ્રુવાખ્યાન મામેરૂં† મોઢે-કર્યું પાર્વતીકુંવરે કોડે. ૧૩
ઓખાહરણ નળાખ્યાન સારૂં, શીખી દશમ વાંચવા વારૂ;
મહિમન્ શિવકવચ સંસ્કૃતમાં, શીખવ્યાં માતામહિયે તે તકમાં. ૧૪
આદિત્યહૃદય હૃદય કર્યું જેણે, વિસ્તાર્યું જ્ઞાન વળતી એણે;
ન્હાનપણમાં કાન એક પાકે, પીડ પરમ સહી વિધિ વાંકે. ૧૫

* છશત્રુ—કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સર એ છ વિકાર. † નરસિંહ મહેતાનું મામેરૂં.

કાન માચું કોહ્યું થઇ અશાંત, વૈદ્ય શંભુરામે કીધ શાંત;
પણ વિરૂપ એથી શિર થયું, નાસુર પાછલે ભાગે રહ્યું. ૧૬

**વળણ.**

તાલ પડી નાસુર હતું, પણ શિર વેણિ* વિશાળ
વાળી શોભિત શિયળની, ન ચઢ્યું એપર આળરે. ૧

---

## કડવું ૩ જું. રાગ મેવાડો.

"વડી વેવાણ રિસાયાં જાણી, લક્ષ્મિજી પાસે આવ્યાંજી."—
એ દેશી.

રાવ સાહેબ મહિપતરામનિ, પત્ની પરમ પુનીતજી,
સંસાર નિજ શોભાવા લાગી, પાર્વતિ રૂડી રીતજી. ૧
સાસૂનું સુખ એહ સતીને, ન હતું મૂળથિ માંડીજી;
કંથને મેલી સવા વરસના, મરણ શરણ થયાં માડીજી. ૨
એકજ વર્ષે મોટા ન્હાની વયના વર વરી છોટાજી;
તોપણ તે શું લાગી લગની, ગુણ ગ્રહી મનશું મોટાજી. ૩
ભણતા ભવના સાથી તે તક, ભવ આ ભામા કેરોજી;
સાસુ વિના સુખ માંહે ન હતો, પણ ગુણ ગ્રહ્યો ઘણેરોજી. ૪
સ્વામી કે સાસરા પક્ષીની, વાત હિણી ના વનિતાજી;
સ્વપ્ને પણ ઉચરી નવ જાણી, પરવશ દિન બહુ વીત્યાજી. ૫
વિનયગુણે વશ કીધા સ્વામી, ક્ષમાખડ્ગથી દૂષજી

---

* જોકે તાલ પડવાથી શિર વિરૂપ થયું, તોપણ તેણે શિયળવ્રતની મોટી વેણી પોતાને મસ્તકે વાળી શોભા ધારણ કરી. એ વેણીમાં કોઈપણ આળ રૂપી મેલ ભરાયો નહિ.

કાપી નાખ્યો આ કામનિયે, કાંપ્યો એથી ક્લેશજી. ૬
ભરવું શીવવું ભાત ભાતનાં—શીખી પાક નિપાવાજી,
જે તકમાં આ જુવતીજીવન, લાગ્યા શાળે જાવાજી. ૭
વીશ વર્ષની વામા થઇ પણ, આવ્યું નવ સીમંતજી;
માન ઘટયું આ માનનિ કેરૂં, તોપણ રહિ નિશ્ચિંતજી. ૮
ખટપટ ખોટીમાં ખશિ ન પડી, વંઝાપણભય આવ્યેજી;
જે તકમાં જુવતી એ ભયથી, નાચે જેમ નચાવેજી. ૯
યંત્ર મંત્ર ને જાદૂ ટોણાં, તુચ્છ ગણ્યા ગુણવતિયેજી;
બાધાથી ન બંધાઇ કદા, શુર જણવ્યું સાચી સતિયેજી. ૧૦
મનના વહેમ વિદારી નાખ્યા, પ્રભુ આસ્થાઅસિ* ધારીજી;
પતિને તોપ પુરો ઉપજાવ્યો, સંતોષ ઉર શણગારીજી. ૧૧
વરતી વરગજું વનિતા ચાલી, જ્યાં લગિ પિયુ પરતંત્રજી;
સાહ્યબીમાં મહા સુખ માણી, ચલવ્યો ઘરનો તંત્રજી. ૧૨

### વળણ.

ચલવ્યો ઘરનો તંત્ર ચારૂ, ચતુરા ચિત દેઈ ઘણું;
વણિધંધે શુભ સહાય આપી, વખાણ કરૂં શું તે તણું. ૧

---

### કડવું ૪ થું. રાગ ચોપાયાની દેશી.

"વૈશંપાયંન એણિ પેર બોલ્યા, શુણ જનમેજય રાય."—
એ દેશી.

અંગ્રેજી સ્કુલમાં મોનીટર, નાથ પ્રથમ નીમાયા,

---

* તરવાર—પરમેશ્વરની આસ્થારૂપી તરવારથી મનના વહેમ કાપી નાખ્યા.

ચાર રૂપિયાને દરમાયે, સતિના સાસૂજાયા. ૧
ચૌદ પગારે આસિસ્ટંટનિ, નોકરિ મળિ પછિ ત્યાંહે;
વિચાર સુધર્યા કેળવણીથી, ભળ્યા સુધારા માંહે. ૨
એથી નાથ તણી નિંદા, કુળવતિને કાને આવી;
તોપણ પણ નવ ચૂકી ચતુરા, પતિપક્ષે ચિત લાવી. ૩
કેળવણી માહાત્મ્યે મહિલાની તુલના કીધી કંથે;
પરણીને પ્રિય પ્રાણ ગણી, પતિ પળ્યા પ્રેમને પંથે. ૪
દારાને દાસી ગણવાદિક; અણસમજણ ગઇ નાશી;
માનનિ સાચી મિત્ર અહો! ઉર વિચાર સુધર્યે ભાસી. ૫
પતિ સંગતથી પાર્વતિના વિચાર સુધરવા લાગ્યા;
ધર્મ વિષેના દૃઢ કીધેલા, તે નવ તરતજ ત્યાગ્યા. ૬
તંત કરી નવ તે પર નાથે, બળ બદલાવા કીધું;
નમ્ર ગુણે નારિયે નાથમન, નિજમાં વાળી* લીધું. ૭
લોકહીતમાં એ લલના, પતિ કામ લાગિ એક લક્ષે;
રાજી રાખે નીજ રમણને, રહિ પૂરી તે પક્ષે. ૮
સૂરતમાં "પરહેજગાર" નીકળતું માસિક પત્ર,
તંત્રી તેના નાથ નિમાયા, લાયક લેખઈ તત્ર. ૯
તે જનહિતના કામે કામિનિ, કંથ કામમાં કોડે,
પત્ર વ્યવસ્થા કરવામાં, વળગે કામે પતિ જોડે. ૧૦
તરુણાવસ્થામાં તારુણિતન, બહુ રીતેથી બગડ્યું;
દાંત પડ્યા નબળા, દમ ઉધરસ વળગી વપુને* રગડ્યું. ૧૧

* શરીરને.

પણ નવ મંદ બની એ અબળા, સ્વામી સુખ દેવામાં;
આનંદ ને ઉત્સાહ ધર્યો અતિ, પતિની શુભ સેવામાં. ૧૨

વળણ.

સેવામાં આનંદ માની, સૂરતથી મુંબઇ જવા
ઇચ્છા જણાવી અતિ ઘણી, ધણિની સુખદાતા થવા. ૧

---

### કડવું ૫ મું. રાગ ગરબીનો.

"અલબેલિરે અંબે માત, જોવાને જઈએ."—
એ દેશી.

સ્વામી સુખ દુખની જાણ, શુભ સતિ પારવતી;
પતિ એજ પોતાનો પ્રાણ, ગણતી જ્ઞાનવતી. ટેક.
એલ્ફિન્સ્ટન કાલેજે મુંબઇ, સ્વામિ ગયા જે વારરે,
ઇચ્છા જણાવી હૃદયતણી ધણિ, થઈ પોતે તૈયાર. શુભસતિ૰ ૧
ઘરકામનિ૰ હરકત હરવાને, કામનિ ધરિ અતિ કોડરે,
અભિલાષા દર્શાવી પૂરણ, જાવા જીવન જોડ. શુભ સતિ૰ ૨
એથી અભિરુચિ જાણિ શ્વસુર, સતિ મોકલિ નિજ સુત સાથરે;
ઘર માંડયું મુંબઇમાં જેણે, સ્થિતિ અનુકુળ નિજ નાથ. શુભ સતિ૰ ૩
જોતાં વય એકવીશ વર્ષની, પણ લક્ષણ બત્રીશરે
ભાસ્યાં, તે શું સુખી ન કરી શકે, પોતાનો પ્રિય ઈશ*. શુભ સતિ૰ ૪
સ્વતંત્રતાથી ઘરનું સૂત્ર ચલવતાં ઝળકી જેહરે;
રાત્રિ વિતે રવિ કિરણ પ્રસારે, એ રિત દીઠી એહ. શુભ સતિ૰ ૫
સત્ર પતિ એ થકી થઇને, કીધી નીજ પ્રધાનરે;

---

* પતિ–ધણી.

ડહાપણ દેખી કદી ન ઉવેખી, આપ્યું પ્રતિદિન માન. શુભ સતિ૦ ૬
પ્રાતસમે પ્રભુનામ સ્મરી, સતિ વળગતિ ઘરને ધંધરે;
સૂતી નહિ દિનમાં આ દારા, બાંધ્યો એવો બંધ. શુભ સતિ૦ ૭
ઘરનો પાયો એ એ ગુણથી, નાંખ્યો નિર્મળ નારરે;
આળસનો પ્રથમેથી એણે પૂર્ણ કર્યો સંહાર. શુભ સતિ૦ ૮
કરકસરે ઘર-નાવ ચલાવા, બની સુકાની સારરે;
પિયુને આળ કશું નવ આવે, ત્યમ ખેડયું સંસાર. શુભ સતિ૦ ૯
સ્વચ્છ હૃદયની સ્વચ્છ રાખતી, ઘરને ઘર શણગારરે;
પિયુને પ્રીત પુરણ ઉપજાવા, સદા રહે તૈયાર. શુભ સતિ૦ ૧૦
નાહિ ધોઇ આ નિર્મળ નારી, જપતી પ્રભુના જાપરે;
રાંધંતાં પણ રટતી રામા, જેનિ હતી ઉર છાપ. શુભ સતિ૦ ૧૧
સૂર્યપૂજા પર શ્રદ્ધા એના ઉરની હતિ ભરપૂરરે;
હરિ હર દેવી દેવાદિક જેના દિલથી ન હતાં દૂર. શુભ સતિ૦ ૧૨
પાકક્રિયામાં પકવ બનેલી, રાંધિ રૂડિ રસોઇરે;
પિરસે પતિને પ્રેમ ધરીને, રહે હરખે મુખ જોઇ. શુભ સતિ૦ ૧૩
એ રીતે પોષે આ બાળી, પતિને રૂડી રીતરે;
ઉત્તમ પાકે ઉદર અને ચતુરાઇયે પૂરણ ચિત્ત, શુભ સતિ૦ ૧૪
અવકાશે શુભ ભરવું શિવવું, ગાવું હરિગુણ ગાનરે;
વાંચવું સાંચવું જ્ઞાન એ કરતી, ધરે ન બીજે ધ્યાન. શુભ સતિ૦ ૧૫
ફુવડ અને કુલટાના ગુણની, હતિ એમાં અતિ ખામીરે;
સુઘડ અને સતિના ગુણ સઘળા પૂર્ણ રિતેથી પામી. શુભ સતિ૦ ૧૬
નાથસ્થિતિ સુધરી ધન મળતાં, પણ ન ધર્યું અભિમાનરે;

જોકે જર જુવતી કર આવ્યો, પણ નવ ભૂલી ભાન. શુભ સતિ૰ ૧૭

વળણ.

ભાન ભૂલી નવ ભામની, મંત્ર તંત્ર પર મોહિ;
ચતુરા ચોવિશ વર્ષની, પ્રસવ્યા વિણની હોઈરે. ૧

---

## કડવું ૬ ઠું. ચોપાયાની દેશી.

પાર્વતિને પાડોશણિયો, બહુ વિધના વહેમે ઠેલે;
પણ પકવ વિચારતણી તારુણિ, પગ નવ આગળ મેલે. ૧
નિજ પાડોશી ગોર ઢોંગમાં પહોંચેલો પાખંડી,
મહિમા તેનો પાડોશણિયો આવી ઉચરવા મંડી. ૨
"બાઇ પાર્વતી ! શું કહું તમને, એ બ્રાહ્મણ છે એવો;
વાંઝણિમેણું તરતજ ટાળે, છે પરમેશ્વર જેવો." ૩
બીજી કહે "બઇ એ ભટજીની છે છતરાતી છાપ;
મંત્રપાણિ એનું અજમાવી જુઓ જક તજી આપ." ૪
ત્રીજી કહે "જક શાને કરવી, તક આ જાય રૂપાળી;
ચટ મૂકી ભટ-પાણી પીને, થા બઇ બાળક વાળી!" ૫
ચોથી કહે "ચતુરનાં બૈયર, હોય ચીકણાં ઝાઝાં;
વાર્યું એ નવ કરતાં હાર્યું—કરે વગાડી વાજાં." ૬
કહે પાંચમી "પાંચ કહેલું, માનવું તે છે સારૂં;
એકલહઠું માનવિ અંતે, સૌનું થાય અકારૂં." ૭
આમ મંડિ પાછળ માનનિયો, માલ બતાવી મોટો;
ગોરે આપ્યું વચનજ આવી, "દઉં ન દિલાસો ખોટો. ૮
મંત્રપાણિ પીધા પછિથી, ત્રણ માસે આશા થાશે;"

ભટ કહે "ભ્રાંતિ તજીને પીજો, ભવની ભાવઠ જાશે." ૯
રોજ કોરણી થાતી તેમાં, થયો આજ બહુ તંત;
પાછળ લાગી પાડોશણિયો, ખરી ધરીને ખંત. ૧૦
ત્યારે પાર્વતિકુંવર ઊચર્યાં, "બહુ સારૂં મુજ બે'નો;
પતિને પૂછી આપિશ ઉત્તર, મત ઝટપટ લઇ તેનો." ૧૧
કહે ભામાઓ "અરે ભાયડા, બાઇ શું સમજે એમાં;
ગાંડાં શાં એવાં કાઢો છો, ગુપ્ત કામ છે તેમાં." ૧૨
"અરે ગુપ્ત મેં આજ સુધીમાં, કશું નથિ રાખ્યું તેથી;
અને વળી નથિ રાખવું મારે, અણજાણ્યું કશું એથી. ૧૩
માટે મળિ તેમને પછીથી, આપિશ ઉત્તર એનો;
નથિ અપમાન તમારૂં કરતી, ક્ષમા કરો હવે બે'નો." ૧૪

વળણ.

બે'નો ક્ષમા કરો તમે, એમ કહી પતિપાસ;
બન્યા બનાવ તણી બધી, કરિ વારતા પ્રકાશરે. ૧

---

## કડવું ૭ મું રાગ ધનાશ્રી.

"ખોખલે પંડગે પત્રજ આપ્યું, મહેતાજીને હાથજી."—
એ દેશી.

"પાડોશણો પ્રિય કહે છ આપણી, ફરિ ફરિ મુજને એવુંજી;
વંઝામેણું ભાગવું હોય તો, કર તું કહિયે તેવુંજી. ૧
ગોર અમારી નાત તણો છે, છલમાં પાકો એવોજી,
કામ કરી આપેછે ઝટપટ, જેને મનોરથ જેવોજી. ૨
બહુ ઘર પારણિયાં બંધાવ્યાં, એણે પાઇ નિજ પાણીજી;

વંશ જતા કંઇ કેરા રાખ્યા, વ્યર્થ ન જેની વાણીજી. ૩
માટે તું તેનું મંત્રેલું પાણી-પી પછિ થાને પનોતીજી;
આળસમાં દિન કાં કાઢેછે, રહિશ વિલે મુખં જોતીજી. ૪
હઠ કરિ ભોળી ભામનિયો, બહુ મુજને વ્યર્થ ભમાવેજી;
એકેનો ઉપદેશ મને પ્રિય, અંતરમાં નવ ભાવેજી. ૫
ભાવિ પ્રમાણે સર્વ બનેછે, દૈવેચ્છાબળ મોટુંજી;
મારા મનમાં દૃઢ છે એવું, છે બીજું સૌ ખોટુંજી. ૬
હરિ ઇચ્છાવણ તૃણ નવ હાલે, ખેલ છે સઘળા ખોટાજી;
જંત્ર મંત્રના કરનારા જન, જાણું ઠગ છે મોટાજી. ૭
પણ પૂઠળ થઇ લાગી બાઇઓ, પાવા પેલાનું પાણીજી;
ઉત્તર શો વાળું હું એમને? છું અતિશે અકળાણીજી." ૮
નાથ કહે તવ "હે સન્નારી, એનો ઉત્તર છે ખાસોજી;
ખોંખારીને તે ઝટ આપો, અંતર નવ અકળાશોજી. ૯
દાક્તર* ભાઉને પાણિ બતાવી, મત તેનો મહિં લેવોજી;
હા તે કહેતો પીવું મારે, ઉત્તર દેવો એવોજી." ૧૦
રુચિ વાત વનિતાને હૃદયે, માર્ગ ગણ્યો એ સીધોજી;
પાડોશણોને પિયુનો કહેલો, ઉત્તર ઝટપટ દીધોજી. ૧૧
તવ તે બોલિયો "પીટચા દાક્તર, સમજે શું તે એમાંજી;
ગાંડા છો બાઇ જળ જરિ પીતાં, જાયછે શું કહો તેમાંજી? ૧૨
ચાંગળું પાણી માસ ત્રણ લગી, પીતાં સુખિયાં થાશોજી;
મંત્રનાર છે બ્રાહ્મણ, પાણી ચોખું, નવ વટલાશોજી. ૧૩

*. દાકતર ભાઉ દાજી.

પહેલેથી નથિ પાઇ આપવી, કરજો અર્થ સરે રાજીજી;
દૂધમાંથી પોરા શા કાઢો? આ'વાં શાં છો પાજીજી!" ૧૪
પાર્વતિકુંવરે પાકો ઉત્તર, દૃઢ રહિને તવ આપ્યોજી;
"ઈશ્વરનો નિયમ કો કાળે, કોથિ ન જાય ઉથાપ્યોજી. ૧૫
મંત્રથિ છૈયાં છોરૂં થાય તો, રાણી ને શેઠાણીજી
વાંઝણિયો નવ રહેજ કદાએ, વ્યર્થ વલોવો પાણીજી. ૧૬
વામા દુખની વિપત્તિયોમાં, વંઝા દુખ નથિ ન્હાનુંજી,
તે ટાળવા આળ જે જે કરવાં, તે પ્રભુચોરી માનુંજી." ૧૭

વળણ.

માનું પ્રભુચોરી હું એમાં, એમ કહિ ન પાણી પીધું;
વિશ્વાસ વિશ્વાધીશને કરિ, સતિનું કારજ સીધ્યું. ૧

---

## કડવું ૮ મું. રાગ રામગ્રી.

"નળને નિંદ્યો પ્રમદા દાધીજી."—
એ દેશી.

મંત્ર વિણ ઈશ્વરને તંત્રજી, બાજિ સુધરી આ બાઇની સ્વતંત્રજી;
આસ્થામંત્ર હરીનો ફળિયોજી, તેથિ પાર્વતિનો દિન વળિયોજી. ૨

ઢાળ.

દિન વળ્યો ત્રણ માસમાં, એ વારથી નિર્ધાર;
સુકાનું લીલું કરે, નિજ કૃપા વડે કર્તાર. ૧
મંત્રપાણી આણિ આસ્થા, પિધું હોત આ નાર;
"કાકતાલીયન્યાય" થી, સતિ લેત અવળો સાર. ૨
કર્ત્તાકળાનિ અજાણ રહેતાં, તૂત માનત સાચું;

સતિમતી વિક્ષેપ પામ્યે, કામ રહત અતિ કાચું. ૩
પારસ તજી પત્થરશું પ્રીતી કરત નિર્મળ નારી;
પણ પણ રાખી પ્રભુ શુભ તેનું, પડતિ નરક ઉગારી. ૪
પરમેશ્વર પોતાનાં જનને, કસી પૂરી પેર,
અડીવેળે સહાય આવે, કરી તેપર મહેર. ૫
મહેર કરી આ માનની પર, ઉદર ગર્ભ ઉછેર્યો;
મહિમા પુરણ જણવી પોતાનો, સફળ કર્યો સતિફેરો. ૬
શુકન મુહૂર્ત નવ ગણુતિ સાચાં, સ્વામિસંગતિ પામી;
ભૂત જાદૂ મૂઠની, ભ્રમણા ભલી વિધ વામી. ૭
તેલિયા* ને વળિ ટેલિયા, હેલિયા જેણે ઠૂંઠ†;
વ્યતિપાત વૈધૃત વાર વહેમની વાત જાણી જાઠ. ૮
કરસનદાસને "સત્ય પ્રકાશે" પ્રકાશ અંતર કીધો;
જે ઢોંગિ‡ મારગ ધર્મનો તે તુર્ત ત્યાગી દીધો. ૯

---

* સુરતમાં એક વેળા એ બાઈને ઓટલે એક તેલિયોરાજા આવીને બેઠો હતો; તેને એમનાં કાકીજીએ બોલાવી પૂછયું કે–આ વહુને છોકરાં કેમ થતાં નથી? તેલિયો કહે–નવ પૈસા, નવ શેર આટો, નવ પાશેર ઘી ગોળ, પાળી, સિંદૂર, લીંબુ, ને પાણી લાવ; છોકરાં અટકાવનારને પકડી આપું. પાર્વતીકુંવરે તેને કાઢી મૂકયો. તેણે કહ્યું—તું છ માસમાં આંધળી થઈશ. આથી એ બાઈનાં બેન વગેરે બૈરાં ડરી ગયાં પણ એ બાઈ નીડર રહી હતી. †ઠૂંઠે-ઠેલ્યા–ગણકાર્યા નહિ. ‡પોતાના બાપીકા ધર્મ ઉપરથી આસ્થા ખશી નહોતી, પણ ધર્મનો જે માર્ગ ઢોંગી અને અનીતિ વાળો એમને કરસનદાસ મૂળજીના પત્ર દ્વારાએ જણાણો તે માર્ગ ત્યાગ કર્યો. આ સમયે કરસનદાસે "સત્યપ્રકાશ" દ્વારા વલ્લભાચાર્યે ઉપર બહુ ઉપાડ કર્યો હતો.

બુદ્ધિવર્ધકકન્યાશાળે, કામની ધરિ કોડ,
જાતી પરીક્ષા કારણે, મન તણે ઉજ્વળ મોડ. ૧૦
પતિપર ઉદાર આ દાર રહેતી, તન મન ધનથી પૂર્ણ;
નિજ પહલું પતિકામ દેવા. થઇતિ આતુર તૂર્ણ.* ૧૧
સાધારણ સતિચરિત ચારૂ, યથા યોગ્ય સંક્ષેપ
સાર ગ્રહિ ગ્રહિ અત્ર દાખ્યાં, વર્જિ મનવિક્ષેપ. ૧૨
પણ પતીસુખદાયિનીની, વાત હવે કહું મોટી:
કસ જણાવ્યો આ કામની, ચઢિ પૂર્ણ દુઃખ કસોટી. ૧૩

વળણ.

કસોટી દુઃખ કેરિ ચઢી, ધણિ દુઃખની થઇ ઢાલ;
સંકટમાં સરશી રહી, વધારિ વનિતા વહાલરે. ૧

---

## કડવું ૯ મું. રાગ દેશાખ.

" બોલ્યો નાગ કરી પરણામ, મારૂં કરકોટકછે નામ.—"

એ દેશી.

મૂળથી આ મહિલાના સ્વામી, પદ કેળવણી તણું પામી,
જશ પામ્યા હતા અતિ સારો, હતાસુધરેલ જેના વિચારો. ૧

---

*જલદી—રા. સા. મહીપતરામ કૉલેજનો અભ્યાસ પૂરે કરી "લૉકલાસ" માં દાખલ થયેલા ત્યારે ત્યાંના પ્રોફેસર **રીડ** સાહેબની તેમના ઉપર પૂર્ણ કૃપા હોવાથી, તેમને સોલિસીટરના "આર્ટિકલ કલાર્ક" કરવા ઈચ્છા જણાવી હતી. એ કામમાં રૂ.૪,૦૦૦. પ્રથમ ખર્ચવા પડેછે, તે માટે પોતાનું સઘળું ઘરેણું આપવા એ બાઈ તૈયાર થયાં હતાં.

તેથી સાહેબ હોપ સુજાણ, હતો જે કેળવણિનો ભાણ,
ખંતી ખેપી સુધારાનો સાર, હતો ઇન્સ્પેકટર એ વાર. ૨
તેણે ઉત્સાહ ઉરમાં આણી, પાર્વતીપતિ યોગ્ય પ્રમાણી,
વાત કહિ અતિ વહાલ વધારી, કેળવણિરીત દેવા સુધારો. ૩
"જાઓ ઇંગ્લાંડ મહિપતરામ, જુઓ ત્યાંનું કેળવણી કામ;
શિક્ષણરીત ત્યાંની સર્વત્ર, શીખી દાખલ કરી દો અત્ર. ૪
એથી લાભ થશે બહુ સારો, થાશે કેળવણીમાં સુધારો;
ખર્ચ થવાની હરકત હરીશ, લાભ તમને હું સારો કરીશ." ૫
વિચારી ઉત્તર દેવા કહીને, કહ્યું કામની પાસે જઇને;
"શુણ શાણી હે મુજ ઘર રાણી, ઉત્તર આપજે કહું તે પ્રમાણી." ૬
એમ કહીને હોપકથનનો–સાર ભાખ્યો જણવિ મત મનનો;
તવ તારુણી વાત વિચારી, હા વાળવા વાણિ ઉચ્ચારી. ૭
તેથી હા કહી હોપને જઇને, સાવધાન સારી રિત થઇને;
ગુપ્ત રાખિ આ ગુહ્યનિ વાત, જણ ત્રૈણે આ તક ભલિભાત. ૮
ગુજરાતીશાળા-પરીક્ષક–હતા મહિપતરામ તે તક;
અમદાવાદ રહેતા ત્યારે, વાત બનિ આ બધી હતિ જ્યારે. ૯
નરનારી આ નગર મોઝાર, પામ્યાં વસિ થોડું પ્રેમ અપાર;
મૈત્રિ સારાં કુટુંબનિ સાથે, કીધી પાર્વતિયે નિજ હાથે. ૧૦
પાડોશી તણી પ્રીત વધારી, પાર્વતિયે સુસ્નેહ સમારી;
થઈ બહુ પ્રમદા તણી પ્યારી, વશિકરણ વિનય તણું ધારી; ૧૧
નિજ વાસના વનિતા વિસ્તારી, પતિસહ નડિયાદ પધારી;
નાથ બદલી ખેડાભાગ માંહીં, થાતાં આવવું પડિયું આંહીં. ૧૨

## વળણ.

આવતું પડિયું આંહિ પછીથી, બનિયું શું વૃત્તાંત?
ભાખું તે હું ભાવથી, શુણજો થઈ સૌ શાંતરે. ૧

---

## કડવું ૧૦ મું. ચોપાયાની દેશી.

અમદાવાદ વિભાગથિ બદલી, ખેડાવિભાગ માંહી–
થાતાં નાથનિ સાથ સુનારી–આવ્યાં નટપુર* ચાહી. ૧
એ અવસરમાં હોપ તણો આવ્યો પતિ ઊપર પત્ર,
જવા વિલાયત તણિ મતલબનો, આટોપી સૌ અત્ર. ૨
તેથી તારુણિસહ સ્વામી–સૂરત જઇ ત્યાં તે મૂકી;
મુંબઈ મામ ધરીને ચાલ્યા, સ્નેહવેલ કરિ સૂકી. ૩
પણ પણ પતિનું રાખનારિ સતિ, અતિ મન વ્યાકુળ હોતાં,
વાત ન આ કો આગળ કહિ જરિ, પાનીએ ચિત પ્રેતાં. ૪
પણ અદૃશ્ય પાંખાળિ વાતનો, થાય ન કરતાં થોભ;
વિચરે દાટી હોય તોય જયમ, જાય બિલાડી મોભ. ૫
કેળવણીખાતાના ઉપરી, હાવર્ડે ધરિ હેત,
પાર્વતિ-પતિને જાવાનો, કરવા માંડયો તે વેંત. ૬
પણ ઊપડવા પહેલાં ઉપડી વાત પ્રાંત આ આખે;
"મહીપતરામ વિલાયત જાએ," જે તે મુખથી ભાખે. ૭
ખળભળિ નાગરિ નાત બધી, ગુજરાતે પેઠો ધોળ;
ચતુર જનો. પણ ચિકણા થઇને કીધી ચોળાચોળ. ૮

---

* નડિયાદ.

નાત બહાર કાઢવા નાગરો, કમરો કસવા લાગ્યા;
ભડકણ મિત્રો અભિયાના, ભડકણ થઇ એથી ભાગ્યા. ૯
સગાં સાગવાં થવા આગવાં, વેણ ઉચ્ચરવા લાગ્યાં;
વજ્રબાણ વાકયોનાં વનિતા-હૃદય વિષે જઇ વાગ્યાં. ૧૦
કાકીજી પાર્વતિ કેરાં, તેને નિજ સાથે લઇને
ઝટપટ મુંબઇ જઇ પહોંચ્યાં, અટકાવા અધિરાં થઇને. ૧૧
ઉપદેશી ભત્રીજાને, અડચણ બહુ વિધ બતલાવી;
કાંતા* પછિ નિજ કાંત† પાસ, એકાંતે પહોંચી આવી. ૧૨
નાથ કહેછે હે નારી, મારી હિંમત છે છૂટી;
દેખેછે તું નિજ દૃષ્ટે, દશ દિશમાં જ્વાળા ઊઠી. ૧૩
નવું કામ છે આ તેથી, છે નવાઇ જનમાં ફેલી;
સાહસ મોટું કરવું મારે, રે! શિર આધું મેલી. ૧૪
જોખમ એમાં છે અતિ ભારે, સોસવું પડશે તારે;
અરે! કાંકરો કાઢિ નાખવા, ઉલટી વર્ણો ચારે. ૧૫
સગાં મિત્રથી કોઇ રીતની, ન થશે પાકી પક્ષ;
વનિતા! વ્યવહારે વિપત્તિનાં, ઉગશે બાવળવૃક્ષ. ૧૬
નૌકા ન્હાની [illegible]ળિ‡ આપણી, દુસ્તર દરિયો તરવો;
સાપે છછુંદર સાહ્યું છે, હવે કહે શો વિચાર કરવો? ૧૭

વળણ.

કરવો શો વિચાર હાવે મત દો ધારી ધીર;

---

* સ્ત્રી-પાર્વતીકુંવર. † કંથ-મહીપતરામ. ‡ પોતાના પક્ષના સુધારાવાળા મુઠ્ઠીભર છે, અને તે સામે વિરૂદ્ધ પક્ષનો મહાસાગર ગાજેછે.

સ્વામીસુખદાતા તદા, ઉચરી *વનિતાવીરરે. ૧

## કડવું ૧૧ મું. રાગ પ્રભાત.

પ્રાણપ્રિય પીડ ધરશો ન કદિ પિંડમાં, પ્રભુ કરે તે સદાકાળ સારૂં;
જાઓ વીલાયતે જરુર જીવન તમે, સુમત એ વાતમાં છેજ મારૂં..ટેક.
સત્યનો ટેક સચ્ચિદઘન રાખશે, મન વિષે ધ્યાન તેનું ધરીને,
પરવરો આળ પંપાળ સૌ પરહરી, ડગમગી જરિ ન જાશો ડરીને.
પ્રાણપ્રિય૦ ૧
અડચણો અતિઘણી મેં શુણી કાન છે, હાથ ચિત રહે નહી એવી મોટી;
વિપતિ-વાદળ ચઢી આવશે શિર ઘણું, વાત તે પણ નથી નાથ ખોટી.
પ્રાણપ્રિય૦ ૨
નાત બહાર જશે જન્મ આખો વૃથા, દીકરી પુત્રને કો ન દેશે;
વંશ રહેશે નહી એથિ પ્રિય આપણો, લાડકી પ્રસવિ તો તે ન લેશે.
પ્રાણપ્રિય૦ ૩
વાત આ રીતિની ભીતિ ભરિ સાંભળી, વિકટ જળમાર્ગ છે ત્યાં જવાનો;
વહાણ ચઢવે નથી લહાણ કો રીતની, ખેલ છે જીવજોખમ થવાનો.
પ્રાણપ્રિય૦ ૪
થરર થરકાટ છૂટે શુણી વાતને, તોય પણ ધિરજ હું નાથ ધારૂં;
બોલ્યું નિજ પાળવા પરવરો, મવ ડરો, હેત ધરિ હા મુખેથી ઉચારૂં.
પ્રાણપ્રિય૦ ૫
નાથ નથિ કોઇનું ખોટું કરવા જતા, દેશહિત કાંમ ધરિ હામ જાઓ;

* બહાદુર સ્ત્રી.

અહિત કદિ આપનું એથિ હરિ નહિ કરે, સંશયી સ્વામ નવ નાંમ થાઓ.
પ્રાણપ્રિય૦ ૬
પાણિ નિજ જનતણું પ્રભુજિ પોતે જુએ, નવ ખુએ તેહનો ટેક રાખે;
સત્યને ત્રાજવે જગતત્રાતા ધસી, વિઘ્નવાદળ વિખેરીજ નાખે.
પ્રાણપ્રિય૦ ૭
રાય હરિશ્ચંદ્રની સા'ય હરિએ કરી, ટેક-પરિપૂર્ણ તેનો તપાસી;
સુધનવાને ઉગાર્યો કઢા તપ્તથી, નરસિયાની કરી ફોક* હાંસી.
પ્રાણપ્રિય૦ ૮
આપ એ રીત ધરિ ટેક પણ લીધનો, રાખિ વિશ્વાસ પ્રભુનો, પધારો;
વિઘ્ન આપત્તિ અતિ આવશે તાવશે, દેખશો દુઃખ-દવનો વધારો.
પ્રાણપ્રિય૦ ૯
પણ નહી હારશો ભાર શો છે? ગણી, ભજવશો વેષ પૂરો લિધેલો;
તો ત્રિભૂવનધણી સહાય આપી ઘણી, દાખશે ભવ કૃતારથ કિધેલો.
પ્રાણપ્રિય૦ ૧૦
સ્વપ્નમાં આશ હોશે ન જેની કદા, તેનિ તનયાશું સુત આપ વરશે;
હાલ નિંદા નકામી થશે પારવનિ, સ્તુતિ થઈ અંત સૌ અર્થ સરશે.
પ્રાણપ્રિય૦ ૧૧
હિમત હાર્યા થકી હાંસિ પ્રિય બહુ થશે, નરસ અતિ લાગશે ઊપરીને;
માટ ઉચ્ચાટ મુજ માટનો સૌ તજી, જાઓ હરિનામ મનમાં સ્મરીને.
પ્રાણપ્રિય૦ ૧૨

---

* નરસિંહ મહેતાની જે હાંસિ થયેલી, તે મોસાળું વગેરે કરી મિથ્યા કરીને તેની મહત્તા વધારી.

## કડવું ૧૨ મું. રાગ ધનાશ્રી.

પતિતણું પણ જોવા પતિયે, પૂછી વાત જવાનીજી;
જેમાં અડચણ અતિશય ભારે, નિજ શિર દાખિ થવાનીજી. ૧
તે શુણિ રામા ડગી નવ જરિયે, શૂરત્વ નિજ ઝળકાવીજી;
બિરદાવે ક્ષત્રાણિ ક્ષત્રિને, તેં રિત તુર્ત જણાવીજી. ૨
સરાણરૂપ બનીને બાળી, ધણિતીખે ધરિ ધારજી;
એથી વાત જવાનિ વિલાયત, નાથે કરિ નિર્ધારજી. ૩
એક માસની સાગરવાટનિ, સામગ્રી તૈયારજી
કરવા કોડ ધરીને લાગી, વનિતા આ તે વારજી. ૪
ઊપડવાનો અવસર આવ્યો, શુદ પાંચમ મંગળવારજી;
સંવત્ ઓગણિશ સોળના ચૈત્રે, ચિંતાતુર થઇ નારજી. ૫
વહાલાતણા વિયોગધૂમ્રથી, આંખે આવ્યાં પાણીજી;
અમુઝાણી શાણી ધણિ એથી, વદી શકી નહિ વાણીજી. ૬
મિત્રો વિદાય વેળા પતિના આવેલા હતા પાસેજી;
તેથી તારુણિ તે તક કએશું, ઉચરિ ન ઇંધિત શ્વાસેજી. ૭
નીકળતાં ઘરમાંથી લીધો, સુત સતિને ખોળેથીજી;
હૃદય ચાંપિને ચુંબન કરિયું, ચિતને બહુ ચોળેથીજી. ૮
એ અવસર દંપતિની ઉરગતિ, પિગળીને થઇ પાણીજી;
નેત્રદ્વારે આંવી નેત્રે, સામાને સમઝાણીજી. ૯
આ સુત પહેલાંની નિજ સંતતિ, ઉછરી ન હતી શેષજી;
વાંઝિયાબારનિ પુંજી ઉપર પ્રેમ, તેથી હતો વિશેષજી. ૧૦
કઠણ હૃદય કરિ કંથ સિધાવ્યા, કામનિયે ધિર ધારીજી;

સુતસહ મુંબઇમાં રહિ બાળા, બહુ જેની બલિહારીજી.૧૧
પતિમિત્રો આ પતિવ્રતા ઘર, જાતા ધીરજ દેવાજી;–
ગંગાદાસ, ધિરજરામ દાક્તર આત્મારામજિ જેવાજી.* ૧૨
શરીર સારૂં ન રહે મુંબઇ, પતિઆજ્ઞા જવ આવીજી,
જયેષ્ઠ પુત્રને લઇ આ જુવતી, સૂરત તરત સિંધાવીજી. ૧૩
વૃદ્ધ સ્વસૂરે કરિ સાંત્વન કહ્યું, વહુ સંકોચ ન ધરશોજી;
જિવતાં સુધિ નહિ પડિશ હું જૂદો, રહિશ તમારા સરશોજી†. ૧૪
ડરશો નહિ મનમાંહિ જરી, હરિ કરશે રૂડાં વાનાંજી;
માટે વાટે ઘાટે શુણિ કશું, છણ છણુશો નહિ છાનાંજી. ૧૫
આશ્વાસન સસરે કરિ રાખ્યાં, વહુને રૂડી રીતીજી;
અકળામણનો પતીવિરહનો, વરસ દિવસ ગયો વીતીજી. ૧૬

**વળણ.**

પરસ દિવસ વીત્યા પછી, તરસ શમવા કામ,
સંગમસાગર ઊલટી, લાગ્યો શ્યામાશ્યામરે.‡ ૧

---

## કડવું ૧૩ મું. રાગ રામગ્રી.

પતિ સતિને મળ્યા.જવ આવીજી, વેષ લીધેલો પૂર્ણ ભજાવીજી;
પણ નાતકટાક્ષ નિહાળીજી, મનોવૃત્તિ વિવેકપથ વાળીજી. ૧

---

* રા. ગંગાદાસ કિશોરદાસ, દા. ધીરજરામ, દા. આત્મારામ પાડુંરંગ. † સાથે–પક્ષમાં. ‡ પતિ સાગરના પ્રવાસે ગયા હતા તે સાગરને તે પાછા આવ્યા ત્યારે સંગમસાગર એટલે મેળાપ કરનારો દરિયો એવું વિશેષણ આપ્યુંછે.

ઢાળ.

વિવેકપથ મનવૃત્તી વાળી, ઘરથી ભિન્ન નિવાસ
કર્યો મહીપતરામે, પતી પિતુનો હરવા ત્રાસ. ૧
તાત કાકા એક ઘરમાં, રહેતા હતા ધરિ સંપ;
માટે ન મન વીચારિયું, તેમનો હરવા જંપ. ૨
તાતે તનુજશું વળગિ રહેવા, કર્યો અદકો તંત;
પીઠ કયમ દઉં પુત્ર તુજને, અવસાન કાળે અંત. ૩
સમજાવ્યા તેમને સુતે તવ, નવ થશો નરમ લગાર;
પુત્ર હું છું આપનો તે, જાણે સૌ સંસાર. ૪
પણ અંત સમયે આપને, કારણ વિના કયમ દુઃખી
કરવા? કહો હે તાત, એથી થઇશ હું નહિ સૂખી. ૫
તાતને સમજાવિ કાકા સાથ રાખ્યા ત્યારે;
વળગતિ વામા પ્રતી પછિ, વધા તેણી વારે. ૬
તું માન એ મુજ માનની, કહું કથન તે નિર્ધાર;
સાથ મુજ રહેવા મહીં, નહિ દેખશે કંઇ સાર. ૭
સંસાર તારો થશે ખારો, બોધ માની મારો;
સમય વર્ત્તી ચાલ શાણી, વેળા વાત વિચારો. ૮
અડચણ તણો અંબુધિ ભરિયો, નાવ તેમાં નાર,
મૂક મા એ પ્યારિ મહિલા, સાંપડશે નહિ સાર. ૯
ફળ દિધું કર્ત્તાર તેથી, વાળ મન તજિ મામ;
સુખ તજાવિશ મારૂં તેનું, હઠ કરિ આવી આમ. ૧૦
છતે પુત્ર વંશવૃદ્ધી–ની ન રાખિશ આશ;
પુત્રી થતે એ પ્રેમદા, થાશે ઘણું ઉપહાસ. ૧૧

હું કોઇ વાતે ઓછું પડવા દેઇશ નહિ મુજ દાર;
માટે જૂદાં રહેવા મહીં છે સાર નાર વિચાર. ૧૨

વળણ.

વિચાર નાતે નિશાન માડ્યું, ત્યજવા મુજ વ્યવહાર;
શુણિ એવું સૌ કથન તે, ઉચરી નિર્મળ નારરે. ૧

---

## કડવું ૧૪ મું. રાગ વેળાવર.

"વનચર વીરા વધામણી, કહે ને કયાં થકી આવ્યો;"

એ દેશી.

નારી કહે શુણો નાથજી, મારા હૈયાના હાર,
હું આ ભવમાં આપથી, નથી જૂદી થનાર. ટેક.
જીવનથી જૂદાં થવું, એ તો મરણથી માઠું;
સ્વામીરહિત સુંદરીતણું, જાણો શિળસુખ નાઠું. નારી૦ ૧
ભૂલ શિં પડિ ભામા તણી, તરછોડો તેને.
આપ વિના દિન અલ્પમાં, જોશો જિવવિણ જેને. નારી૦ ૨
મિનજળ જેવો આપણો, દ્દઢ છે પ્રેમબંધ,
તો ક્યમ પિયુ હવે પરહરો, વિચારો સ્નેહસંધ. નારી૦ ૩
પતિ-પ્રેમજળતણી માછલી, હું છું અબળા ખચીત;
તેથી જૂદા રહેવું નવ ઘટે, પૂર્ણ દાખીને પ્રીત. નારી૦ ૪
જોડ ન પ્રિય જૂદી પડે, પશુ પક્ષિ જેવાંની;
તો વાત વિપરીત ક્યમ કહો, તપાશીને તેવાંની: નારી૦ ૫
ખંડીત જોડું થાય તો, કંઇ જાતનાં પ્રાણી;
દેદાર નિજ દાખે નહી, દેહનો અંત આણી. નારી૦ ૬

કંથ છતે રહે કામની, અળગી જે એથી;
પાપણિ દુખની તાપણી, તુચ્છ કો નથિ તેથી. નારી૦ ૭
સતિ દૃષ્ટાંત નહી જડે, પતિ વિમુખ રહ્યાનાં;
કુલટાનાં મુજ કંથજી, નથિ ચરિત કહ્યાનાં. નારી૦ ૮
સતિ સીતા ને દ્રૌપદી, વન જીવન જાતાં,
જનમાં રહિ નહિ હઠ ગ્રહી, શોષ્યાં દુખ અતિ તાતાં. નારી૦ ૯
કંથની સંગે કામની, દુઃખમાં સુખ માન્યું;
સ્વામી વિના રહેવા વિષે, સુખમાં દુઃખ માન્યું. નારી૦ ૧૦
સન્નારિને જ્યાં નાથજી, ત્યાં છે નવ નિધિ પૂરી;
સ્વામી વિનાની સાહિબી, સમજેજ અધૂરી. નારી૦ ૧૧
પુત્ર પિતા પરિવારમાં, રહેવું પતિ પાખે,
ગોળ વિના કંસારનો, સ્વાદ તે જયમ ચાખે, નારી૦ ૧૨
પુત્રને કન્યા નહિ મળે, તેનો તાપ ન ધારૂં;
"બ્રહ્માનો વંશ જતો નથી," મત એ છે મારૂં. નારી૦ ૧૩
સંતતિ થાશે સુતાતણી, લાજ રાખશે હરજી;
પાણિ પહેલાં મોજાં કશાં, કાઢવા ધીર વરજી*. નારી૦. ૧૪
નાતની ગરજ નથી કશી, મારે નાથ ત્યાં નાત;
કંથદ્રેષી નિજ જાતના, મારે મન છે કજાત. નારી૦ ૧૫
મરવું જિવવું સુખદુખ સહૂ, પતિસહ પ્રીત માનું;
પિંડ છતે જૂદી નહિ પડું, પડ્યું જે સહ પાનું. નારી૦ ૧૬
કાયાથિ છાયા છૂટી કદી, પડતી નથિ સ્વામી,
તેમ તમથિ જૂદી નહિ પડું, કહું છું શિર નામી. નારી૦ ૧૭

* ત્યાગ કરીને-ધીરજ છોડીને.

## વળણ.

શિર નામી વિનતી કરી, રહિ રામા પતિ સાથ;
વાટે ઘાટે નાતમાં, પછિ શી વિસ્તરિ વાતરે. ૧

---

## કડવું ૧૫ મું. રાગમારૂ.

"મેહેતે વજાડયો શંખ, સમર્યા વનમાળી."—
એ દેશી.

ચૌટે ચકલે ને ચોકે, ચર્ચા રહિ ચાલી;
કુથલી વણ કોપણ ઠામ, રહ્યું નહિ તહિં ઠાલી. ૧
વાટે ઘાટે ને હાટે, લોક કરે વાતો;
મળિ માનવિયોનો સંઘ, જરુર જોવા જાતો. ૨
પેલો નાગર જોવો હોય, વિલાયતિ તો આવો;
બીજો કહે, ચંદુભાઇ, મને તે બતલાવો. ૩
જો જો ખંડૂ એ ઊભો, બારીમાં પેલો;
કાં'છે! કાં'છે! ગૂલાબ, કહે ઘાંચી ઘેલો. ૪
લલિતા કમળા ઊઠિ ધાઈ, માળ થકી હેઠી;
પુછે પાંચેક સખિયો પાસ, માળમાં જે બેઠી. ૫
પડતું નામી એ અલિયો, ઝટપટ કાં' ચાલી?
જોવા જોવા વિલાયતિ ચાલો, બોલી તે બાળી. ૬
એ આવે, ચમકતી ચાલે, જો ચંદનગવરી;
માણકમા કહે, રહો છાનાં, મુકો મોંની લવરી. ૭
ઠઠ બારી અટારી માંહિ, જુવતિયોની જમી;

જોવા રસ્તેથી જાતાં, પાર્વતિના સ્વામી. ૮
મુખ મરડી કરે કટાક્ષ, બાળિ કો કરિ ચાળા;
નાના નણંદી જરિ જુઓ, જાય વર રૂપાળા! ૯
એક બોલી બૈયર એની, બોળ્યો ભવ બાઈ;
રહિ ભેળી એથી આપ, ઉતાવળિ મસ થાઈ. ૧૦
ખળભળી નાગરી નાત, ચઢી બહુ વંટોળે;
વેદિયા ગૃહસ્થ તમામ, મળ્યા આવી ટોળે. ૧૧
જાનીજી કહે, શું જુઓ, મૂકો ટાળી તેને;
પંડ્યા કહે, પ્રાયશ્ચિત્ત અપાય નહી એને. ૧૨
દીક્ષિત કહે, કે દેશાઈ, દુષ્કર કામ કર્યું;
માટે નિર્ણય નથિ એનો, અમારે ઠરાવ ઠર્યું, ૧૩
ત્રિપાઠી તતડી કહે, રહે શું એ નાતે ?
જઇ આવ્યો વિલાયત જેહ, બગડયો બહુ વાતે. ૧૪
મિત્રો મહિપતરામને, ટકર ઝીલી ઝાઝી;
ન થયો નક્કીજ ઠરાવ, મિલ બે બહુ બાઝી. ૧૫
અદબદ રહિ એથી વાત, પણ સંસર્ગ તજ્યો;
ભામાભવપતિનો આમ, આ તક વેષ ભજ્યો. ૧૬

## વળણ.

વેષ ભજ્યો જનમાં રહી, વન વસિયાં જયમ હોય;
સગાં સાગવાં સ્નેહિજન, પાસ ન આવે કોયરે. ૧

## કડવું ૧૬ મું. રાગ પદનો.

"હૈયાના ફૂટા, હરિસંગે હેત ન કીધું."—
એ દેશી.

નાગરની નાતે ચર્ચા કરે નરનારી;
બળતે કો બૂરે એવામાં, ગપ મનગતી મારીરે,—ટેક.
વિલાયતીના ઘરનાં વહાલાં, જઇ જઇ તેના ઘરમાં,
ઘાલ મેલ કરિ પાંણિયે પિયેછે, નાતથિ રહી નીડરમાંરે, નાગર૦ ૧
એમ હોય તો બોલ્યા બહુ જન, આ અવસર નવ ચૂકો;
એના ઘરમાં જતાં સગાંને નાત બહાર ઝટ મૂકોરે, નાગર૦ ૨
ગેબી ગોળો કો કલેશીએ, એવો ત્યાં ગબડાવ્યો;
વરવહુને વહાલાંથી જેણે, તુર્ત વિછોહ પડાવ્યોરે, નાગર૦ ૩
કળકળાટ કળિરૂપ મનુષ્યે, દંપતિકુળમાં ઘાલ્યો;
નળ દમયંતી પૂંઠે કળિજુગ, ચડસ ધરી જયમ ચાલ્યોરે, નાગર૦ ૪
નારૂશંકર કહે નરહરિને, ઠરાવ ત્યાં શો કીધો;
નાખ્યું પેલાનું ઘર કાપી, કે છે રહેવા દીધોરે ? નાગર૦ ૫
અદબદ રાખ્યોછે હજિ એને, અમુલક ઉચર્યા એવું;
ભાનૂ કહે કે જમણ્રાઇ થઇને, થાશે જોવા જેવુંરે, નાગર૦ ૬
હમણાં નથી જમાડવું જમવું, વિજયાનંદ વદેછે;
ધ્રાસું પડશે રૂપરામનું,* તક દમવાની તે છે રે, નાગર૦ ૭
જયાકુંવર વિજયાને કહેછે, સુધરી બઇયર એની;

* રા. સા. મહીપતરામના પિતા—જેઓ વૃદ્ધ હતા તે થોડા સમયમાં સ્વર્ગવાસી થશે તે વખતે એમને કનડવા, એવો વાણીનો કટાક્ષ કર્યો.

માટી સાથે મળી જતાં હવે, તાસિર જોજો તેની રે, નાગર૦ ૮
તાપી કહેછે બહુ તપિ જઇને, બહુ એણિયે ઉકાળ્યું;
પાવન થઇ પતિ પાસ જઈ, નિજ સુતનું સુખડું ટાળ્યું રે, નાગર૦ ૯
શિવગૌરી કરિ લાંબો કર કહે, ઉજળી થઇને હાવે
જોઉં તો ખરિ ફરિ પંગતમાં, પગ ધરિ કેવી આવે રે! નાગર૦ ૧૦
અષ્ટકમલદલગૌરી ઉચરી, એ રઝળીને મરશે;
અનુ* એનો મોઘો થઇ સોંઘો, કડક કુંવારો ફરશે રે, નાગર૦ ૧૧
બાળા કહે ઓછા નથિ લાળા, કહો એટલે શું સરશે?
પથરો પેટ પડ્યો પુત્રીનો, તો તેને કોણ વરશે રે? નાગર૦ ૧૨
ડોસો રહ્યો કુંવારો જાણ્યું, ડોશી રહિ નવ જાણ્યું;
જડાવ મા કહે જૂની આંખે, નવું કૌતક આ આણ્યું રે! નાગર૦ ૧૩
ધનગૌરી કહે ધૂળ મેળવ્યું, સતિપણું જણવી એણે;
પતિવ્રતા થઇ પેટ ચોળિને, સાલ ઉભું કર્યું તેણે રે, નાગર૦ ૧૪
ફેરો અફળ થયો આ એનો, ભવમાં દવ બહુ બાર્યો;
નંદા કહે નિંદા લઇ માથે, મોર એણે શો માર્યો રે? નાગર૦ ૧૫

### વળણ.

મોર એણે શો મારિયો, શોર કરી કહે સર્વે;
ભાણું ટાણું ટાળિયું, પરવારી સૌ પર્વ રે. ૧

---

## કડવું ૧૭ મું. ચોપાયાની દેશી.

નાત અને પર નાત તણાં, નિંદાનાં શર શિર વરસ્યાં;

---

* અનુભાઈ–પાર્વતીકુંવરનો જ્યેષ્ઠ પુત્ર. (માત્ર આ વખતે સંતતિમાં એજ હતો.)

તિરસ્કારનાં તિર અતિ તીખાં, વાગ્યાં હૃદયા સરસ્યાં. ૧
ત્રિવર્ણનો કોપાનળ કારી, જ્વાળ વધારી જાગ્યો;
તેના ઇર્ષા-અંગારે કરિ, દવ ચોથીમાં* લાગ્યો. ૨
તેથી કણબી કોળી કો, ઘર ચાકર રહેવા નાવે;
છાંટ્યા હોય અડદિયા જાણે, તરત વટાણા વાવે! ૩
અવર્ણ્ય અડચણ પ્રથમારંભે, પાર્વતિકુંવરે વેઠી;
અવગુણ પતિનો ઉર આણી સતિ, હઠિને ન પડી હેઠી. ૪
સંકટમાં સ્વામી સરશી રહિ, ગરવી† આપ ગણાઈ;
બાપ તણી‡ બહાદુરિ બાળામાં, આ તક તર્ત જણાઈ. ૫
પતિ સાથે સતિ અતિ દુખ અનુભવિ, આવી અમદાવાદ;
નાથ તણી નોકરી જ્યાં હતી, ત્યાં પણ હતો વિવાદ.§ ૬
રાવ બાહાદુર રામપ્રસાદ, અને ત્યમ ભોળાનાથ,
મિત્રો મહિપતરામ તણા તે, હતા અહીં ભલિ ભાત. ૭
તે ઘરનાં બૈરાંએ બહુવિધ, જણવી પૂરણ પ્યારૂં,
રાખ્યો પાર્વતિકુંવર સાથ, મળવા હળવાં વ્યવહાર. ૮
પણ બીજાં નાગર બ્રાહ્મણનાં, સ્નેહી સ્ત્રીજન કોઈ
નવ આવે ત્યમ નવ બોલાવે, બિહાબારૂં બહુ જોઈ. ૯

---

* ચોથી વર્ણ—શૂદ્રાદિએ. † મોટા મનવાળી. (વિપત્તિથી હારી ન જતાં ટેકમાં—જોરમાં રહેલી): ‡ એ બાઈના પિતા મોટા હિંમતવાન અને નાત સામે ટક્કર ઝીલવામાં એકકો હતા. (આ વિષે મ. સા. મહીપતરામ કૃત "પાર્વતીકુંવરાખ્યાન" પૃષ્ઠ ૧૬ માની ટીકા જોવી):

§ ચર્ચા—અમદાવાદમાં પણ ચર્ચા ચાલતી હતી.

જનમાં રહિ વન વસવા જેવો, અનુભવ આ સતિ કરતી;
પણ ઓછું આણી પતિ આગળ, અરે ન મુખ ઉચ્ચરતી. ૧૦
એવામાં દુખ દેવા પૂરૂં, જોગ બન્યો તે જોજો;
દંપતિને દુખ દેવા આવ્યો, વળિ સંકટનો બોજો. ૧૧
મંદવાડ મોઘા સુતને, મસ આવ્યો જવ ભયકારી;
સમાચાર સસરા પડિયાના, તવ પામી આ નારી. ૧૨
નાથ સાથ સુત માંદો લઇને, સૂરત આવી બાઈ,
જ્યાં નિજ નાત તણો ક્રોધાગ્નિ–રહ્યો હતો ધુંધવાઈ. ૧૩
ભડકો તેનો ઊઠયો ભારે, આ તક દંપતિ આવ્યે;
મૂછો મરડી કહે દંશીલા, ઠિક આવ્યાં છે દાવે. ૧૪
ગઇ વેળા વેળા નવ વાળી, તનમન* કરિ તેનાએ;
પક્ષ કરી બહુ પાણી વલોવ્યું, વગવાળા એનાએ. ૧૫
કોઈ કહે કે અરે ભાઇ, એ વખતે અદબદ રાખ્યું;
પણ આ વખતે ભળશે ભેગું! કરિ કૌતક એમ ભાખ્યું. ૧૬

વળણ.

કૌતક કૂડા કપટિયો, કરિને મન મકલાય;
દાનવ જેવા માનવો, પરપીડે પુલકાય રે. ૧

---

## કડવું ૧૮ મું. રાગ આશાવરી.

"શુણી શ્રીરંગ મહેતો આવ્યા ધાઈ, ભાવે ભેટયા બન્ને વેવાઈ."—

એ દેશી.

સતિ પાર્વતિ દુખની કહાણી, કહું જેવી રિતે મેં છે જાણી;

---

* નાચી રહેવું–અતિ આતુરતા દર્શાવવી. ( ગઈ વખત એના પક્ષનાએ તનમનાટ કરી દહાડો ન વાળ્યો--ઇ૦).—

સ્વામિ સાથે સુરત એહ આવી, દંડકવન જયમ સીતા સિધાવી.૧
પતિશિર શત્રુ ગર્જે અનેક, છંછેડાએલ છક ભર્યા છેક;
વિઘ્ન કરવામાં મગ્નજ ભાસે, તોપણ તારુણી ઉર નવ ત્રાસે. ૨
સસરાની ક્રિયા કરવામાં, સ્વામીને અડચણ ધરવામાં,
સામા પક્ષમાં વેદિયા ભળિયા, વાળ્યા કોઈ રીતે નવ વળિયા. ૩
કરાવવા ક્રિયા ના પાડી, ગોરે તપિ જઇ અતિશે ત્રાડી;
સંપ કરિને બીજા ભૂદેવો, કીધ નિશ્ચય તેમણે તેવો. ૪
ક્રિયા જે કો કરાવશે એને, નાત બહાર મૂકીશું તેને;
એવો વિપ્રોએ બાંધ્યો બંધ, પ્રસિદ્ધ કર્યો તેહ પ્રબંધ. ૫
એથિ ક્રીયા કરાવવા કેરી, ગાડી અટકી મળ્યે જન ઝેરી;
હોહો નાત અને પરનાતે, થઇ રહિ હિણું બહુ ઉચરાતે. ૬
વહાલાંથી નવ પાસ અવાય, આંસુ પાડી અતી અકળાય;
નાતનો અતિ દુઃસહ ત્રાસે, સગું એક ન આવે આવાસે.૭
સુત માંદો ને ઉત્પાત આ'વો, લીધો પાર્વતિયે દુઃખલહાવો;
સંકટ એહ સમયનું કેવું, ધીરવિરની હામ હરે એવું. ૮
સ્વામી આ સંકટથી ત્રાસી, હઠી જઇને બન્યા ઉદાસી;
નંદશંકર* પાસે જઇને, દાખ્યું દુખ અતિ ગળગળા થઇને. ૯
પણ પતિવ્રતાં પાર્વતિ નારી, નવ હૈયેથિ હિંમત હારી;
ધણીની થઈ ધીરજ ઢાલ, વધારી ઉર વનિતા વહાલ. ૧૦
સ્વામી સંકટ પડિયા પેખી, પોતાનું દુઃખ આપ ઉવેખી;
સુતચિંતાને ચિતથી ટાળી, સાવધાન બની આં બાળી. ૧૧

* નંદશંકર તુળજાશંકર પ્રખ્યાત "કરણઘેલા" ના ગ્રંથકર્ત્તા.

ધૈર્ય દેવા ધણીને લાગી, પતિચરણકમળ અનુરાગી;
પ્રાણજીવન ! શોચ ન કરશો, નબળી નાતંનો છે ડરશો ? ૧૨

વળણ.

ડરશો છે? સ્વામી કહો, હું તમથી જૂદી નથી;
આપણ બે એક નાતને, તોડે કોણ કહો મથી ? ૧

---

## કડવું ૧૯ મું. રાગ રામગ્રી.

"વૈદર્ભી વનમાં વલવલે.—"

એ દેશી.

કામનિ કહે શુણો કંથજી, મારા પ્રાણજીવંન;
વિપતિમાં ધીરજ ધારવી, મારા તનમનધંન. કામનિ૦ ૧
દુખ આવ્યે દુર્બળ થઇ જવું, ફિકા ફરવું જેહ,
સંબંધિને સાલ સારખું, શત્રુને તાલ તેહ. કામનિ૦ ૨
પ્રભુ કસ કાઢેછે આપણો, કીર્તિ વધવાને કામ;
માટે હઠીને ન હારવું, રહેશે અવિચળ નામ. કામનિ૦ ૩
વિપતિનું વાદળ બાંઝિયું, તેની વૃષ્ટિ આ થાય;
ચિંતા-ચાતુરમાસુ સદા, રહેશે ન કદાય. કામનિ૦ ૪
આપત્તિજળમાં ઝીલતાં, અકળાશો ન નામ;
એ તીર્થોદક યશ તણું—છે ઉત્તમ ગુણગ્રામ ! કામનિ૦ ૫
આપ ને હું બે એક તો, બિજાંનું શું છે કામ?
સ્વાર્થે સકળ સંસાર છે, સગાં સ્નેહી તમામ. કામનિ૦ ૬
નાત તો નાટકી રૂપ છે, ભવાઇની કરનાર;
સ્વાનપ્રકૃતિની સર્વદા, દૂષને ધરનાર. કામનિ૦ ૭

લોક ફોકટ જોનાર છે, ખેલ અન્યના નાથ;
પીડ ન પારકી પારખે, સ્નેહ શો તેં સાથ? કામનિ૰ ૮
નૈષધપતિએ પ્રજા તણું, હિત કીધ અમીત;*
પાણિ ન પાયું તે વન જતાં, કોએ પરખીને પ્રીત. કામનિ૰ ૯
રામસરીખા રાયનું, હિણું ઉચર્યો વિશેક
પરિયટ† ઝટ પ્રજાવર્ગથી, એવો લોકવિવેક. કામનિ૰૧૦
વડકાકા ભીષ્મ હતા ભલા, કૈરવ પાંડવના જેહ,
તકતાની તાપણિ તાપિયા, પાંડવને દઈ છેહ. કામનિ૰૧૧
ઊલ્યે ફળો વારૂ વૃક્ષથી, પક્ષીઓ વેરાય;
સરવર સૂકયે સારસો, તે ઉપર ન ભરાય. કામનિ૰૧૨
મધ ચુશી મધુકરો પુષ્પની આવે નવ પાસ;
દાધ્યા વનમાં તૃણચરો, વસતાં નથી વાસ. કામનિ૰૧૩
પૈસો જાતાં પુંશ્ચલી‡, તજે પુરુષનો પ્યાર;
સ્વાર્થી એ રિત સર્વ છે, સ્વામિ આ સંસાર. કામનિ૰૧૪
ભીડમાં ભય હરનાર છે, સાચો શ્રી ભગવાન;
જગત આ જૂઠું જણાયછે, નાશ જેનો નિદાન. કામનિ૰૧૫
ઓછું ન ઉરમાં આણશો, ખોટા ખેલ નિહાળિ;
આ તક જાશે ઝટ ટળી, વેળા જોશો રૂપાળિ. કામનિ૰ ૧૬

**વળણ.**

રૂપાળી વેળા દેખશો, તવ સ્વપ્નું આ સર્વ

---

* અપાર—નળરાજાએ પ્રજાનું પુષ્કળ હિત કર્યું હતું, પણ વનમાં જતાં તેને અને તેની ત્રૈલોક્યમોહિની રાણી દમયંતીને, કોઈએ ચાંગળું પાણી પાયું નહોતું. † ધોબી. ‡ વેશ્યા.

જીવન પોતે જાણશો, છો કરતા જન ગર્વરે. ૧

---

## કડવું ૨૦ મું. રાગ રામગ્રી.

સ્વામી કહે શુણ સાધવી, મારી ધિરજની ઢાલ;
વિપતિમાં વળગી રહિ મને, વધારી ઉર વહાલ. સ્વામી૦ ૧
પતિ-દુખમાં પત્ની તણી, પરીક્ષા શુદ્ધ થાય;
'સગપણ સોનું પિત્તળ પ્રીતિ', પડતીમાં પેખાય. સ્વામી૦ ૨
આ સમયે કો કુભારજા, હોત તાહરી જાગ,
તો મુજ દુઃખનો માનની, આવત નવ થાગ. સ્વામી૦ ૩
કુલટા કુવેળે કંથને, કાતર રૂપ જણાય;
સંકટમાં બની શાકિણી, ફોલી કાળજું ખાય. સ્વામી૦ ૪
તકે સાધિ સ્વામીના શોકની, જક ઝાલે અપાર;
બકબક કરતી નવ રહે, ઓકે મુખ અંગાર. સ્વામી૦ ૫
છણછણતી છાતી વિષે, કડકડતું તેલ
કટાણું મુખ કઢાઇથી,* રેડે ચઢિ રોપરેલ. સ્વામી૦ ૬
કેવળ સ્વાર્થે તણી સગી, ડાકિણીરૂપ દાર,
પતિ વિપતિમાં પડયો તજે, ફાટયું ગણિ પેજાર. સ્વામી૦ ૭
દૃષ્ટાંત તેં નિજ જાતનું. એવું દાખ્યું ન નેહ,
પતિ માટે સતિ કરતાં અહો! આપ્યું અતિશય સ્નેહ. સ્વામી૦ ૮
પતિની ચિતામાં પરજળી, સતિ લોક ગણાય;
સ્વાર્થ તેમાં એ રીતનો, જોતાં જરૂર જણાય. સ્વામી૦ ૯

---

* કટાણું મુખરૂપી કઢાઈથી કળકળતા શબ્દોરૂપી કડકડતું તેલ રેડેછે—એ અર્થ.

ઊઠ કોટિ* વર્ષો સુધી રાખિ સ્વર્ગની આશ;
લોકમાં કીર્તી વાધવા, કરે વપુનો વિનાશ. સ્વામી૦ ૧૦
સિદ્ધ એ બે સ્વારથ થવા, ચિતામાં ચઢિ દેહ
બહુ સતિયોએ પાડિયો, કહું નિઃસંદેહ. સ્વામી૦ ૧૧
પણ તેં વિના સ્વારથ અહો! મારે માટ જરૂર
ચિંતાની ચેહ વિષે ચઢી, દુનિયા કરિ દૂર.† સ્વામી૦ ૧૨
ચિંતા ચિતામાં ફેર છે, બિંદુ માત્રનો નાર;—
ચિંતા બાળે જન જીવતાં, ચિતા શબ દહનાર. સ્વામી૦ ૧૩
મોટી લાલચ આશે માનની, તજે તુચ્છ શરીર,
તું તે રાખી મનોરથ તજી, સહે દુખ ધરી ધીર. સ્વામી૦ ૧૪
હેતુ આમાં તારો એહ છે, ઉરનો દૃઢ એક;
સ્વામીનિ સુખદાતા થવું, વેઠી વિપતિ વિશેક. સ્વામી૦ ૧૫
ઉત્તમ આ તપ તાહરૂં, ફળશે શુભ જાણ;
કર્ત્તા અડચું નવ રાખતાં, કરશેજ કલ્યાણ. સ્વામી૦ ૧૬

---

* સાડાત્રણ કરોડ વર્ષો સૂધી. પરાશરસંહિતાના અધ્યાય ૪ થામાં કહ્યું છે કે,—

त्रिस्रः कोटयोऽर्द्धकोटी च यानि लोमानि मानवे ।
तावत् कालं वसेत् स्वर्गे भर्त्तारं यानुगच्छति ॥

અર્થ—જે સ્ત્રી ધણી સાથે સતી થાયછે, તે માણસના સરીર ઉપર સાડાત્રણ કરોડ રૂંવાં છે તેટલાં વર્ષ સ્વર્ગમાં રહે છે. (સતી બે મતલબથી થાયછે; એક કરોડો વર્ષ સૂધી સ્વર્ગ પ્રાપ્તિની લાલચે, અને બીજી લોકમાં કીર્તી વધવાની ઉત્કંઠાએ.)

† સગાં વહાલાં, નાતજાત, અને લોક વ્યવહાર ત્યાગ કર્યો.

### વળણ.

કલ્યાણ કરશે કામની, શુભ રીતે કર્ત્તાર;
મત મારામાં તું મળ્યે, સુધર્યો મુજ સંસારરે. ૧

---

### કડવું ૨૧ મું રાગ મારૂ.

"ભકત નરસૈયાનું દુખ જાણીરે, ઉઠિ ધાયા પુરુષ પુરાણીરે.—"
એ દેશી.

ધીર ધણીને આપી ધણિયાણીરે, ખેદ ધરિને ન પડિ ખશિયાણીરે;
તેમ પતિએ પ્રબોધી પૂરીરે, પીઠ ઠોકી સજાવી શૂરીરે. ૧
દંપતી દિલ એક કરીનેરે, રહ્યાં ધીરજ પૂર્ણ ધરીનેરે;
નરનારી એ બે એક હોયરે, તેને દૂબી ન શકે કોયરે. ૨
'હોય ધણિ ધણિયાણી રાજીરે, તેને કહો શું કરે મિયાં કાજીરે?'
એ કહેવત કીધી સાચીરે, શામાસ્વામી પરસ્પર રાચીરે. ૩
નાથ કહે શુણ નિર્મળ નારીરે, નાત હઠથી ન જાઇશ હારીરે;
એમાં ભળવા ન આવશે વારોરે, તેથી સુત નહિ રહેશે કુંવારોરે. ૪
સુધારાનો પ્રવાહ વધેછેરે, એમાં અડચણ પ્રથમ બધેછેરે;
પણ નવાઇ તેમાં નારીરે, પછિ પેખિશ તું સુખકારીરે. ૫
નારિ કહે કામ હોય અતિ સાંરૂરે, લોકમતિ આડે આવનારૂંરે,
તો તે ચીઢિને કરેજ ચઢાઈરે, નથિ નાથ એમાં કંઇ નવાઇરે. ૬
નાથ કહે એ ચઢાઈ ન રહેશેરે, હઠિલા જન હારિને રહેશેરે;
હવે પછિ દ્વિજ* વિલાયત જાશેરે, તેનું કામનિ કહે શું થાશેરે? ૭

---

* બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય એ, ત્રિવર્ણ.

વહેમનું બળ ઓછું થાશેરે, નાતિબંધન તૂટી જાશેરે;
લોક ધર્મ વિચાર સુધરશેરે, ત્યારે દેશનો દહાડો ફરશેરે. ૮
આવી વાતો કરી નરનારીરે, શાંતિ પામતાં નવ જાઈ હારીરે;
આવે સમયે સતી પારવતીરે, ગ્રહ્યો ગુણ શુભ ત્યાં સારવતીરે. ૯
એને સ્થળ હોત કો બીજી અબળારે, જેના શ્રેષ્ઠ વિચાર ન સબળારે,
તો તે પજવત પતિને પૂરારે, રખાવત સુધારા સૌ અધૂરારે. ૧૦
પણ પતિવ્રતધારિ પાર્વતિયેરે, શૂર જણવીને સાચી સતિયેરે,
સ્વામીને સુધારે આપ્યો ટેકોરે, અડચણ વેઠી જણાઈ એકોરે. ૧૧

### વળણ.

એક્કો જણાઈ જુવતિ આ, અડગ રહી ભલિ ભાત;
વિપદિ* વિષાદ† વિદારિને, વનિતા થઇ વિખ્યાતરે. ૧

---

## કડવું ૨૨ મું. રાગ વેરાડી.

નાત નડતર નાથને નડિયુંજી, દુ:ખ દારૂણ પતિ શિર પડિયુંજી;
તાત ઉત્તરક્રિયા ન કરાઈજી, હઠ શઠ ઠઠ ઉર ભરાઈજી. ૧

### ઢાળ.

ઉર ભરાઈ હઠ ઘણી, વિપ્રોને તેણી વાર;
વહેમ ઇર્ષા તેડ ત્યાં, કળિરૂપ બન્યાં નિર્ધાર. ૧
એથી પિતા-ઉત્તરક્રિયા કરવાનું સઘળું કામ
કાકાને સોંપી અમદાવાદ આવ્યા મહિપતરામ ૨
સતી પતિસહ આવિ પાછી, ન ધરિ નયણે નીર;

---

* વિપત્તિમાં † ખેદ–શોક.

સુરતથી સંકટ-સરિતા તરી ધરિ અતિ ધીર. ૩
આવ્યા પછી કેટલેક સમયે, સ્વામિને નિર્ધાર
ટ્રેનિંગ સ્કુલના પ્રિન્સિપાલનો મળ્યો ઉત્તમ અધિકાર. ૪
સ્વામી-સંગ તજાવવા, આ પતિવ્રતાને અત્ર,
નાગરી નાતે વિવિધ વાતો, સંભળાતિ સર્વત્ર. ૫
કન્યા નહિ મળવાથી રહિ શકશે કુંવારો પુત્ર?
કન્યા પ્રસવી તો પછી કયમ ચાલશે ઘરસૂત્ર? ૬
સુરતમાં ચર્ચા થતી અતિ ચડસ ભરી દિનરાત;
હવે પછિની સંતતી, નહિ ભળે નાગરિ નાત. ૭
વ્યાધ* સરખા બાધથી, નવ ડરી નિર્મળ નાર;
વ્યવહાર-વારી વમળ ચઢિયું, દીઠું નિજ સંસાર. ૮
સિદ્ધાંત પાકો હતો ઘરથી, દંપતીનો એહ;-
નાતથી નવ પડવું નોખાં, દે કદા તે છેહ. ૯
સ્વદેશિ ને સ્વજ્ઞાતિમાં મળિ રહિ સુધારો થાય;
અળગાં પડે નવ થાય એવો, જુગ અધો વહિ જાય. ૧૦
આ કારણે, ત્યમ તાતઉત્તરક્રિયા કરવા માટ,
પરજ્ઞાતિ વિપ્રોથિ પ્રાયશ્ચિત, કર્યું તજિ ઉચ્ચાટ, ૧૧
આમ અમદાવાદમાં, કર્યું કામ મહિપતરામ;
જેથિ સંસારિક કંઈક, સતિ-વિઘ્ન પામ્યાં વિરામ. ૧૨
નાતી વિયોગનિ નડતરો, નામાંકિત નરની નારે
પ્રેમ દાખી પાર્વતીપર, બહુધા પડાવિ વિસારે. ૧૩

* હિંસક-પારધી.

સન્નારિયો સુધરેલ નરની આવિ આ સતિ પાસે;
સંતોષ પામી પતિવ્રતા, સુધરેલિ સ્ત્રીસહવાસે. ૧૪
મહિલાતણી આ મંડળીમાં, મળી *ટાગોર-નારી
સુધારામાં કર્યો વધારો, ભલપણ જણાવી ભારી. ૧૫

**વળણ.**

ભારી ભલપણ ભામિની દાખ્યું થઇ ચિતચોર,
જજ જેના જીવન હતા, સત્યેન્દ્રનાથ ટાગોરરે. ૧

---

## કડવું ૨૩ મું. રાગ મલારનીદેશી.

"બન્યો મિત્ર મળીને બેઠા, પૂછે નળ ભૂપાળજી.–"
એ દેશી.

રાજનગર-સન્નારિ-મંડળિ આ, સ્ત્રીકેળવણી કામજી
ઉત્તેજન દેવા આગળ પડિ, રાખી ઉરમાં હામજી. ૧
મિસિસ ઓલિફંટે તેનું, અધ્યક્ષપદ શુભ લીધુંજી;
કલેકટરનાં કામનિયે આ, કાર્ય કૃતારથ કીધુંજી. ૨
પાર્વતિકુંવરનિ પ્રીતિ હતિ અતિ, સ્ત્રીકેળવણિમાં પૂરીજી;
કન્યાશાળા શહેર તણી, સુધરાવા થઇ અતિ શૂરીજી. ૩
એ શુભ કાર્યે સહાય થવા, ઓલિફંટમડમ પડ્યાં આગળજી,
મહિલામંડળિ મેળવિ જેણે, વિખેર્યું વહેમનું વાદળજી. ૪

---

*ઇ. સ. ૧૮૭૬–૭૭, સંવત્ ૧૯૩૨–૩૩. (અમદાવાદમાં સત્યેન્દ્રનાથ ટાગોર સેશન જજ સન ૧૮૭૬ ના એપ્રિલમાં આવ્યા હતા, તેમનાં સ્ત્રીએ નારીસમાજમાં સુધારો કર્યો હતો.)

આ મંડળિ તણા મનમાં આવ્યું, સ્ત્રીકેળવણિમાં આમજી,
હાલનિ રીતે સ્ત્રીકેળવણી, નિષ્ફળ થાય તમામજી. ૫
બાળકિયો બહુ થોડું શિખી, ન્હાનિ વયમાં ઊઠી જાયજી;
મહિલામાં મનમાન્યો સુધારો, એથિ ન કદિયે થાયજી. ૬
સ્ત્રીશિક્ષકવિણ બાળાઓમાં, રહે સુધારો કાચોજી;
કન્યાશાળે નરશિક્ષકનો, નથી સુધારો સાચોજી. ૭
આ અડચણ દૂર કરવા તનમન, શ્રમ પાર્વતિયે લીધોજી;
બોધ કરી પતિ-શિષ્યસ્ત્રિયોને, સ્ત્રી વર્ગ સ્થાપન કીધોજી. ૮
સ્ત્રીશિક્ષક તાબામાં તારુણી, શિખે એવી કરિ પેરજી,
જેથી વહેમી, શત્રુ સુધારાના, બળિ ઊઠ્યા આ શહેરજી. ૯
મોટિ સ્ત્રિયો પતિ-શિષ્ય સુજ્ઞની, લાલચ કાંઇ નવ રાખીજી,
પાડવા રસ્તો નારિનિશાળનો, દિલનિ ઉલટ અતિ દાખીજી, ૧૦
ભણવા ભાવ ધરીને આવી, પાર્વતિકુંવરને બોધેજી
શત્રુ સુધારાનાં જન જોકે, પયમાં પોરા શોધેજી. ૧૧
મૂર્ખ સ્ત્રિયો અજ્ઞાન લોક, ઉપહાસ કરે દઇ તાળીજી;
ધણિનું દળદર દુર કરવા આ, ભણવા જાય રૂપાળીજી. ૧૨
કુથલી કાન ધરી ન જરી, બોધ સન્મિત્રો સાચો માનીજી;
દેખાદેખી ભળી બિજિ ભામા, પાછી ન ધરી પાનીજી. ૧૩
એથી આગળ જાતાં સ્ત્રિવર્ગથિ, નિપજ્યું શુભ પરિણામજી;
ફીમેલ ટ્રેનિંગ કૉલેજ થઇ* શુભ, અભિવાંછિત ઉદ્દામજી. ૧૪

---

* એનું ખાતમુહૂર્ત તા. ૨૨ મી ઑગસ્ટ સન ૧૮૭૪, સંવત્ ૧૯૩૦ શ્રાવણ શુક્લ ૧૦ શનિવારે રા. બા. બહેચરદાસ અંબાઈદાસની સખાવતથી થયું.

**વળણ.**

ઉદ્દામ કામ થયું ભલું, પાર્વતિને શુભ યત્ન;
કામનિ કાયા કાચ સમ, નીવડવા રૂડું રત્નરે. ૧

---

## કડવું ૨૪ મું. રાગ ગોડી.

"હુંસવળાવિને વળી વિનતા, જ્યાં પોતાનું ધામ.—"
એ દેશી.

સ્ત્રીકેળવણીને ઉત્તેજન દેવા દેવિ સ્વરૂપ,
ઇગ્લાંડથી નામાંકિત મિસ કાર્પેન્ટર આવિ* અનૂપ. ૧
તેણિયે ધરિ મોદ મન અતિ, કન્યાશાળા તપાસી;
સ્ત્રિયોની મેળવિ સભા શુભ, ઉરથિ આપ ઉલ્લાસી. ૨
ભાષણ ભાખ્યું ભામાઓમાં, બોધદાયક બેશ;
મહિલામન ઝળહળ કર્યા, દઇ ઉત્તમ જ્ઞાન-ઉજેશ. ૩
ત બાઇની પાર્વતિકુંવરપર; પ્રીત થઇ અતિ પ્રૌઢી;
સંભારણાં આપ્યાં લિધાં, જિવ રાખવા બહુ જોડી. ૪
પતિ બદલિ પૂને થતાં મિસિસ, ઓલિફંટ ગઇ તે સાથ;
સભારણું શુભ રાખિ વિચરી, ભરિ સુયશનું પાથ.† ૫
એ બાઇના‡ જતાં પછી, તેવી સુભગ સત્પાત્ર;
ન્યુન્હામ જજની યુવતિ આવી, સંપુરણ ગુણગાત્ર. ૬

---

* ઈ. સ. ૧૮૬૯-૭૦, સંવત્ ૧૯૨૬. † ભાથું. ‡ એ બાઈ સન ૧૮૬૪ થી સન ૧૮૭૩-૭૪ સૂધી ઘણુંકરી અમદાવાદમાં રહી હતી.

ઉન્નતી અબળા જાતિની કરવા ધર્યો અતિ કોડ,
એ બાઈએ બહુ રીતિથી, મન તણે ઉજ્જવળ મોડ. ૭
સન્નારિયોને સાથ લઇ, જઇ કન્યાશાળા તપાસે;
તેમાં સુધારા સૂચવી, મત ઉચ્ચ આપ પ્રકાશે. ૮
નિજ ધામ નિર્મળ નારિયો, આમંત્રિ હોંશે આપ,
દેશી સ્ત્રિયોને આદરે, કરે મડમોથી મેળાપ. ૯
મળવા પધારે માન ન ધરી, સદન શુભ સ્ત્રી કેરે;
મળિ હળી મન મોટાં કરે, પુરસ્ત્રિયોનાં બહુ પેરે. ૧૦
રાજ્યકર્ત્તા અને રૈયત મધ્ય વધવા પ્રીત,
રસ્તો કરી જશ લીધ, મીસિસ ન્યુન્હામે શુભ રીત. ૧૧
પાર્વતિકુંવર પર પ્રેમ મીસિસ ન્યુન્હામે અતિ દાખ્યો;
સખિ સાચિ ગણિ નિજ શ્રેષ્ટ, વ્યવહાર પત્ર લખવા રાખ્યો. ૧૨
અતિ પ્રેમ ભરિયાં પત્ર ચિઠ્ઠી, લખિ પરસ્પર પ્રીતે,
સંભારણું દેતાં ને લેતાં, વહાલમાં દિન વીતે. ૧૩
મડમો બિજીનાં આવતાં, શુભ પત્ર પાર્વતિ પાસ;
પ્રખ્યાત આ રિત પતિવ્રતા સતિ થઈ હતી ચોપાસ. ૧૪
ગિરા ઇંગ્લિશ ગુણવતી, પતિ પાસ મુંબઇ માંહી
એ ચોપડી શીખી હતી, ઉત્સાહથી ચિત ચાહી. ૧૫
પણ પછી અતિ કામમાં, પતિ વળગવાથી નેટ,
શિખવિ ન શક્યા એથિ અબળા, ચાલિ ને શકી ઠેઠ. ૧૬
તેથી મડમો તણાં પત્રો, સ્વામિ પાસ વંચાવી,
અર્થ સમજી ઉત્તર એને દેતિ તુરત લખાવી. ૧૭

## વળણ.

લખાવી લલના નાથને, દે ઠપકો ધીરે રહી;—
રાખી અધુરી સ્વામી મને, આપે ધ્યાન ધરી નહી. ૧

---

## કડવું ૨૫ મું. રાગ ધનાશ્રી.

સોળ વર્ષમાં પાર્વતિ સતિયે, રહિને રાજનગરમાંજી,
પરાર્થમાં અતિ પ્રીતિ ધરી, જશ લીધો નારીનરમાંજી. ૧
મન તેનું સ્ત્રીકેળવણીમાં લાગ્યું હતું શુભ કેવુંજી ?
સંગ હતો કેનો સતિને ? તે ચરિત ચર્ચવા જેવુંજી, ૨
અતિ સંક્ષેપે એ સઘળું મેં, વર્ણ્યું આણી વહાલજી;
ઓગણિસેં બત્રિશ વિક્રમની સાલ સુધી વિણ આળજી. ૩
પણ એ પહેલાંના સંસારિક બનાવ બનિયા જે જેજી,
દિગ્દર્શન હું દાખું તેનું, શુણવા લાયક તે છે જી. ૪
ઓગણિસેં એકવિશનિ સાલથી, લખવા હિસાબ ઘરનોજી,
નિજ હાથે રાખ્યો પાર્વતિયે, હરવા શ્રમ નિજ વરનોજી. ૫
મુનીમ કરતાં પણ મનમાન્યું કાર્ય કર્યું મતિ વાળીજી;
પ્રધાન પતિની આપ બની, હરકત બહુવિધની ટાળીજી. ૬
ઉપજ ખરચનો અડસટ્ટો કરિ, ચલવ્યો ઘરનો કારજી;
ભાગ્ય ભલાં તે પુરુષ તણાં, જે ઘર હોય આ'વી નારજી. ૭
વરઘરની વસ્તૂ સઘળીની, ટીપ કરી ઠિક રાખેજી;
આપ્યું મૂક્યું લીધું લલના, દર્પણ જેવું દાખેજી. ૮
પરિયટને પટ આપે નોંધી, લે ગણિ પાછાં લાવેજી;

ચાકર કેરા પગાર ચુકવે, ચૂક ન એમાં આવેજી. ૯
ઘર સંબંધી કાર્ય સર્વ સંભાળી સતિયે લીધુંજી;
એથી પતિએ સાર્વજનિકમાં, મન સંપૂરણ દીધુંજી. ૧૦
ટ્રેનિંગ કૉલેજના પતિકાર્યે, પરમારથમાં પૂરીજી;
સહાય સદા સ્વામીને દેતી, સતિ આ બનિ અતિ શૂરીજી. ૧૧
સ્વામીના શિષ્યો સ્કૉલરની, માત ગરજ મનમાનીજી
સારતિ સારવતી સતિ પોતે, વાત નથી તે છાનીજી. ૧૨
માંદો કો જાણે કે સત્વર, લે તેની સંભાળજી;
ઓસડ વેસડ કરિ દુખ ટાળે, બનિ પૂરી પ્રતિપાળજી. ૧૩
પૂછિ ખબર આપે અતિ હિંમત, ભાઇ ન જરિ ગભરાશોજી;
ઓસડ આ આપું તે પીજો, સાજા સત્વર થાશોજી. ૧૪
માત પિતાથિ પડેલા છેટે, માંદાની ધરિ દાઝજી,
જોવા જાતી વારે વારે, સતિ આ સુખનું ઝાઝજી*. ૧૫
જોઇતિ વસ્તૂ નિજ ઘરથી દઇ, ટાળે પીડા તનનીજી;
ભાવતું† દે નિજ હાથ બનાવી, મહિલા મોટા મનનીજી. ૧૬
બાવિશને ચોમાસે ચતુરા, પતિસહ સૂરત ગઇતીજી;
ભળવા નાત વિષે ભલિ ભાતે, ચર્ચા ચાલૂ થઇતીજી. ૧૭
પતિ-મિત્રોની મદદે વાંધો પતવાની તક આવીજી;
વાંકું પાડિ વિરૂદ્ધ પક્ષિયે, જન બહુ દિધા ભમાવીજી. ૧૮
એથી પક્ષ પડ્યા એ તેથી, તડ પડિયાં નિજ નાતેજી;
પતિ-મિત્રો નિજ મિત્રો સાથે, પક્ષે રહ્યા ભલિ ભાતેજી. ૧૯

---

* વહાણ † માંદાને ભાવે એવું. (રસોઇયાનું કરેલું ભાવે નહિ તો પોતાને હાથે બનાવી આપે.)

બાર વર્ષ નિર્માણ કરેલાં, વિધિએ નાતવિરહનાંજી,
મિથ્યા કહો તે કોણ કરિ શકે, દુખ દારૂણ દુઃસહનાજી? ૨૦
પૂરાં દ્વાદશ વર્ષે વાંધો, અઠ્ઠાવિશની સાલજી
પત્યો પુરણ, બે પુત્ર તણું શુભ મળિયું વેવીશાળજી. ૨૧
ત્રણ સુત-માત હતી સતિ એ તક, તેમાંથિ જ્યેષ્ઠ વચટનોજી
જોગ વિવાહ તણો ઝટ જામ્યો, વખત વળ્યો ખટપટનોજી. ૨૨
વૈશાખ માસે વિરોધ મટયો, મળ્યો લાભ તરત મનમાન્યોજી;
પરમેશ્વરનો પાડ પુરો ઉર, મહિલા મનથી માન્યોજી. ૨૩
માહવદ બીજે પરણ્યો અનુભાઇ, એકત્રીશની સાલજી;
સોળ વર્ષની વયમાં* કન્યા મળિ ગુણરૂપ રસાળજી. ૨૪
જ્યેષ્ઠ પુત્ર પરણ્યે વચલાનાં, સાસૂ સસરો સત્વરજી
આતુર લગ્ન કરાવા હતાં અતિ, ઉત્તમ ગણિને આ ઘરજી. ૨૫
પણ તે પુત્ર હતો દશ વર્ષનો, તેથી ના કહિ તેનીજી;
બાળલગ્ન કરવા રૂચિ ન હતી, ધણિધણિયાણી બેનીજી. ૨૬
પાંચ વર્ષથી પાર્વતિકુંવરનું, શરિર ન રહેતું સાજુંજી;
એથિ બિજો સુત ઝટ પરણાવા, સગાં કહેતાં ઝાઝુંજી. ૨૭
તવ ઉત્તર આ પતિભળતી, દેતી ખાસો એવોજી;
બાળલગ્ન કરવાનો લહાવો, નથિ મારે જરિ લેવોજી. ૨૮
બાળલગ્ન બૂરૂં છે, બહુ રિત, કટુ ફળ તેનાં ન ચાખિશજી;
વિવાહ ફોક થવાનો ઉરમાં, ડર હું રંચ ન રાખિશજી, ૨૯
ભવ બોળવા વહાલું, સુતનો હું, ભભકો ન મારિશ મોટોજી;
વળગાડિ વંગ ઢંગ જાણ્યા વિણ, વહોરિશ નહિ ઘર તોટોજી. ૩૦

* અનુભાઈની સોળ વર્ષની ઉમ્મરમાં.

### વળણ.

તોટો નવ હોરિશ કહિ પછી, બાળ વિવાહનિષેધ,
સતિયે બહુ રીતે કથ્યો, જે ભરિયો બહુ વેધ રે. ૧

---

### કડવું ૨૬ મું. રાગ ચોપાયાની દેશી.

બાળલગ્નનિષેધક મંડળિ, સંવત ઓગણિશ ત્રીશે
સ્થાપન થઇતી રાજનગરમાં, ચહિ ઉત્કર્ષ અતીશે, ૧
હેતૂ જેનો હતો પાંશરો, બાળલગન અટકાવા,
સંસારી સ્થિતિ આર્ય જનોની સુધરી શાંતી થાવા. ૨
સોળ વર્ષ પૂરાં વીત્યા વિણ, સુતનું લગ્ન ન કરવું;
પુત્રથિ પાંચ વરસ ન્હાની વહુ જોઇ અભિમત આચરવું. ૩
નિર્બંધ એવો હતો મંડળિનો, પણ તેમાં હતિ ખામી;
સતિ પતિ તેથી ન ભળ્યા તેમાં, અસંતોષ ઉર પામી. ૪
સમય પ્રમાણે લગ્ન તણી વય, ઠીક ઠરાવે કીધી;
પણ અનર્થની ચાલ ચાલતી, નવ નિજ લક્ષે લીધી. ૫
રજસ્વળા હોવા પહેલાં, પરણેલી પતિ વ્યવહારે
આવતિનો અટકાવ ન નોંધ્યો, મંડળિયે નિજ ધારે. ૬
તે ખામી આ સતિયે નિજ ઘર, વરમત મળિને પૂરી;
નાતથિ નોખો ચાલ ચલાવી, રીત બાળિ બહુ બૂરી. ૭
એહ સુધારો એક મુખ્ય, નિજ ઘરમાં દાખલ કીધો;
બીજો તે સાથે લલનાએ, નિજ લક્ષે ઝટ લીધો. ૮
વહુને શુભ કેળવણી દેવા, અંતર આપ વિચાર્યું;
પુત્રિથિ અધિક ગણી સુતવંહુને, સતિયે કારજ સાર્યું. ૯

ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં, મિસ કૉલેટ હાથે તેને,
ઉત્તમ ઇંગ્રેજી કેળવણી, ઝાઝિ અપાવી જેને. ૧૦
ઇંગ્રેજી ભાષા ન આવડચે, મડમ સાથમાં મળતાં,
અડચણ પડિ હતિ પાર્વતિ સતિને, વાતચીતમાં વળતાં. ૧૧
તે અડચણ સુતવધુને ન નડે, મનમાં એવું ધારી,
અતિ અડચણ વેઠી ધરિ હિંમત, વહુને સઘ સુધારી. ૧૨
કૃતાર્થ જન્મ કર્યો વહુનો, સુતનો સંસાર સુધાર્યો;
બિજો સુધારો સતિનો આ મેં, સંક્ષેપે ઉચ્ચાર્યો. ૧૩
વય ન્હાનીમાં વહુ બહુ રીતે, પ્રવીણ કીધી પ્રીતે;
શુભ કેળવણી લાડ લડાવી, ચાનક ધરિને ચિત્તે. ૧૪
એથી સુતવધુ નિવડી અનુપમ, નિજ ઘરનો શણગાર;
નામ પ્રમાણે વિરુદ* ધર્યું, લલનાને ન લાગી વાર. ૧૫
બુદ્ધિપ્રકાશ† વિષે દાખલ, કરવાને બાઇ શૃંગારે
નિજ ઈંગ્લિશ વાચનપુસ્તક ભાષાંતર કર્યું એ વારે. ૧૬
વાત તેહ નિજ મરણ આગમચ, દિન થોડામાં જાણી;
પાર્વતિ અતિ પુલકિત થઇને, પતિ સન્મુખ ઉચરી વાણી. ૧૭
લખાણ વહુ શૃંગાર તણું શુભ, છપાય જેણી વારે,
બતાવજો ઝટ તે મુજને, મન આતુરતા છે મારે. ૧૮
આકાંક્ષા નિજ ન પડી પૂરી, વહુકૃતિ નિરખ્યા પહેલાં,

---

* ઉપમા-પણઃ-એ બાઈનું નામ શણગાર હતું, તે નામ પ્રમાણે એ ઘરનો શણગાર નીવડી ને પોતાના નામનું પણ રાખ્યું.

† "બુદ્ધિપ્રકાશ" નામનું માસિક ચોપાનિયું અમદાવાદમાં પ્રગટ થાયછે તે.

અરે સતી સુરલોક ગઈ, નિજ ઘરનાં જન કરિ ઘેલાં ! ૧૯

### વળણ.

ઘેલાં કરિ દિલ દુખ ધરી, સ્વામી સુત સુતદારને,
સ્વર્ગે સિધાવી સાધવી, ભરિ ભલપણભંડારને. ૧

---

## કડવું ૨૭ મું રાગ આશાવરી.

"વૈશંપાયન વાણી વદે, શુણ જનમેજય ભૂપાળરે.—"
એ દેશી.

અન્ય કરે તો કરવું આપણે બીકણ એવો સ્વભાવરે
પાર્વતિ સતિનો ન હતો જરિયે, પણ હતો પક્વ ઠરાવરે. ૧
યોગ્ય જણાયે તે કરવાની, પહેલ કાઢી તે કરતીરે;
ચેષ્ટા કે ચર્ચાથી ચતુરાં, દિલમાં લેશ ન ડરતીરે. ૨
ઘરથી ધર્મ ઉપર હતી શ્રદ્ધા, મહિલાની મનમાનીરે;
પણ ધર્મભોળિ બનીને ભામા, વહેમની વાત ન માનીરે. ૩
સત્યાસત્ય પરીક્ષા શક્તી, સતિમાં જ્યમ જ્યમ વાધીરે;
ત્યમ ત્યમ ધર્મ વિચાર સુધારી શુદ્ધ સમાધી સાધીરે. ૪
પતિસંગે સતિ ધર્મ સંબંધી, સમજણ બહુ બહુ પામીરે;
પણ નિજ ધર્મતણી આસ્તિકતા, રહિ હતિ ઉરમાં જામીરે. ૫
આસ્તિક શક્તિ અને ભક્તીગુણ, હોવાથી આ નારીરે,
શુભ સંજોગો મળતાં થઇ શુભ બ્રાહ્મણધર્મ સંસ્કારીરે. ૬
દયા તણો ગુણ આ દારામાં, શ્રેષ્ઠ હતો સુખકારીરે;
ધર્મમૂળ તે ધારી નારી, થઇ બહુનાં દુખહારીરે. ૭

પારકિ પીડે મન પીગળતું, પાર્વતિનું પરિપૂર્ણરે;
માખણ કરતાં પણ હતું કોમળ, જે તપતું અતિ તૂર્ણરે. ૮
દાન સુપાત્રે દેવા સત્વર, નિમિષ ન અંતર કરતીરે;
કાળે કેશ ગ્રહ્યા છે જાણી, ઝટપટ ધર્મ આચરતીરે. ૯
દુકાળમાં* આવેલાં મઉને, અન્ન વસ્ત્ર ઝટ આપીરે,
સંતોષ પામતિ સતિ નિજ અંતર, કષ્ટ પરાયાં કાપીરે. ૧૦
પરને સુખ આપી સુખ પામે, પરદુખ દેખી દાઝેરે;
દુકૂળ† ધારિ દયાનાં નારી, વિશ્વનિ માંહિ વિરાજેરે. ૧૧
શીળ તણો શણગાર સજી, ધરિ ભૂષણ ભકતી કેરાંરે,
પતિવ્રત પિયળ કરી ફરિ સુંદરિ, પામિ વખાણ ઘણેરાંરે. ૧૨
વિનયે વાન કરે વશ એવું, વિલસાવ્યું‡ આ વિનતારે;
મીઠી વાણે મોહ ઘણેરો, દાખ્યો જણવિ સુજનતારે. ૧૩
ક્ષમાખડ્ગ ધારી આ નારી, શત્રૂ સર્વ હરાવીરે,
ધૈર્યનિ ઢાલ ઝાલિ ચાલિ સતિ, કંથનિ જીત કરાવીરે. ૧૪

વળણ.

જીત કરાવી કંથની, સંસાર-§સમરમાં સાર,
પતિનૃપની મહારથિ બની, વિલસી જગવ્યવહારરે. ૧

---

### કડવું ૨૮ મું રાગ ધનાશ્રી.

અમદાવાદમાં [illegible]રથિ સ્થાપન થયો પ્રાર્થનાસમાજજી,

---

* સંવત્ ૧૯૨૦-૩૩ વગેરે સાલોમાં. † વસ્ત્ર. ‡ શોભાવ્યું.
§ સંગ્રામ, યુદ્ધ-સંસાર રૂપી રણક્ષેત્ર.

ત્યારથિ ધર્મ વિચારો સતીના, સુધર્યા શુભ સહસાજી. ૧
"પ્રાર્થનામાળા" પાઠ કરી નિત્ય ધારે વિભૂનું ધ્યાનજી;
ભજન કર્યા વિણ ભોજન ન કરે, રહે પ્રભુપદ સાવધાનજી.૨
ચેતનશક્તી જ્યાં સુધિ રહિ ત્યાં-સુધિ સમરણ નવ ચૂકીજી;
નિત્ય-નિયમ કરવે નવ અટકી, શળિવત્ થાતાં સૂકીજી. ૩
તેત્રિશ અઢારસેં ઉપરની સાલે મનોરથ સાર્યોજી;
નામ સમાજે નિજ નોંધાવી, બ્રાહ્મધર્મ સ્વીકાર્યોજી. ૪
સમાજકાજ કરે અતિ ઉમગી, લાજ ન એમાં ધરતીજી;
દુર્જન ટીખળ ટોળ કરે પણ, અબળા નહિ ઓસરતીજી. ૫
પુત્રો ને વહુને અતિ પ્રીતે, નિત્ય પ્રાર્થના કરાવેજી;
સખિમંડળિ મેળવિ મનમોદે, ઠીક ઠરાવ ઠરાવેજી. ૬
પૂર્ણ બ્રહ્મ પરાત્પર કેરૂં, જ્ઞાન થવા રવિવારેજી,
માનનિયો મેળવીને મંદિર,* પ્રાર્થના માટ પધારેજી. ૭
સમાજના મતને મળતાં, ગરબા દેશી આ દ્વારાજી
ઢાળ બતાવી પતિને રચાવે, સ્વર પૂરી અતિ સારાજી. ૮
સ્વામિને સહાય દઈ સતિયે, "સ્ત્રિસુબોધ"ના અંકો ચારજી,
રચાવિ "બોધ વચન" બહુ હોંશે, તરત કરાવ્યું તેયારજી. ૯
ગરબિ નવિન જોયા પછી પોતે, તારુણિ નિજ ઘર તેડીજી,
તાલિમ આપી તુરત શિખાવે, તોડી વહેમની બેડીજી. ૧૦
ફીમેલ ટ્રેનિંગ કૉલેજ કેરી, ભણનારી શુભ ભામાજી,
આ રિત શાણી સઘ સુધારે, રંજન કરિ બહુ રામાજી.૧૧

* પ્રાર્થનામંદિર.

શીખવિ ગીત અને ગરબી, લઇ જાય સમાજે શાણીજી;
ગવરાવે ગુણવતિ ગોરિયોને, વિલસે ત્યાં શુભ વાણીજી. ૧૨
બીજી બાઈઓને પણ પ્રીતે, બોધે બહુ ઉપદેશેજી;
પ્રભુ ભક્તીમાં ભેળવવાને, ઉત્તમ નિજ ઉદ્દેશેજી. ૧૩
તેત્રિશ ચોત્રિશને શીયાળે, પાર્વતિ પતિની સાથેજી
પ્રવાસમાં નિકળી અતિ પ્રીતે, રળવા યશ નિજ હાથેજી. ૧૪
પહેલે વર્ષે ઝાલાવાડે જઈ બોધી બહુ બાળાજી;
બીજે ગુજરાતે મન માંતે, ગુણ દાખ્યા રસવાળાજી. ૧૫
પેટલાદ સોજિત્રા વડોદરા, ભરૂચ અને અંકલેશ્વરજી,
સૂરત આદિ સમાજ વિષે જઇ, પ્રીતે ભજી પરમેશ્વરજી. ૧૬
બ્રાહ્મધર્મ સિદ્ધાંત જણાવી, ભાગી બહુની ભ્રાંતજી;
શુણિ ઉપદેશ સતીનો સુંદર, સુંદરિ થઈ સૌ શાંતજી. ૧૭
માનસિક પ્રભુ ભક્તિ અને દઇ સદાચરણનો બોધજી,
નારી બહુને નિર્મળ કીધી, ટાળિ અધર્મ વિરોધજી. ૧૮
ધર્મ નીતિના નારિસુધારા કરવા કામનિ કોડેજી,
છતિ થઇ છત જણવી નિજ કેરી, હાકી જીતી હોડેજી. ૧૯
ઉપયોગીપણું પાર્વતિ સતિનું, અતિશય વધિયું આંહીંજી;
જગમાં ખપ તેનો ખપ પછિથી તુરત જણાયો ત્યાંહીજી. ૨૦

વળણ.

ત્યાંહિ જણાયો ખપ ઘણો, આંહિં કરતાંય વિશેષ;
એથી અજર જગત જવા, પ્રભુએ કર્યો આદેશરે.* ૧

* હુકમ—આજ્ઞા.

## કડવું ૨૯ મું. રાગ સામેરી.

"સુદેવ સભામાં આવિયો, જ્યાં બેઠાં રૂતુ પર્ણ.—"

એ દેશી.

દશ વર્ષથી સતિ પાર્વતીને, દેહે વ્યાધિ અનેક
આવિ આવી ચાવિ નાખી, કરી કૂચો છેક. ૧
શરિર પ્રત્યે લેણા દેણી, ન હતિ તેને લેશ;
વય પ્રમાણુ ન રહ્યું એથી, વૃદ્ધ જણાયો વેષ. ૨
વ્યાધિ વળગ્યા વૈરિ રૂપે, કરવા રૂપ વિરૂપ;
પણ નિજ પોત પ્રકાશિ ખાસી, ઓપી અધિક અનૂપ. ૩
વિપરિત રીત ખચિત જણાઈ, એ મહિલામાં એવી;—
શરિર સાથ સંબંધ ન મનનો, જુગતિ જોવા જેવી. ૪
વપુમાં વ્યાધી વાસ વસીને, કામનિ કાય કથાળી;
પણ મન મંદ પડયું નહિ જેનું જોથિ થઇ જશવાળી. ૫
તન નિર્બળ મન સબળ જેનું, વીર વનિતા એવી;
આધિ વ્યાધિ ઉપાધિની, ગણત્રી ગણે નહિ તેવી. ૬
દેવી જેવી એવિને પણ, કાળ કહો કયમ મૂકે ?
મેરૂ ખેરૂ* થાય કાળે, સાગરો પણ સૂકે. ૭
તેડા રૂપે તાવ આવ્યો, કાળ કામની કેરો;
છત્રિશન્દ્ના† પોષે શુદ ચોથે, દિધો દેહમાં ડેરો. ૮
પતિએ અતિ ઊપાય કર્યામાં, રતિયે ન રાખી ખામી;
વૈદ્યવાર દાક્તારો, વ્યાધી શકયા નહિ વામી. ૯

* નાશ પામી જવું–ધુળધાણી થવું. † સંવત્ ૧૯૩૬.

હવા ફેરથિ ફેર ન પડયો, દવા* દવાથી† વાધ્યો;
અતિસાર દમ બે તાવને મળિ, દાવ દમવા સાધ્યો. ૧૦
આષાઢ સુધિમાં શાણિ સતિનાં, શિથિળ થયાં સૌ ગાત્ર;
કાષ્ટવત્ કાયા થઈને, રહ્યાં અસ્થી માત્ર. ૧૧
ખટ માસથી વિશ્વાસ વપુનો, સતિયે ગણ્યો તો ખોટો;
તેડું સાચું ત્રિલોકપતિનું, જાણિ જિવ કરિ મોટો. ૧૨
પણ પતીપર રતિ‡હતી અતિ, સતિનિ એથી એણે;
કાળ રોકી રાખિયો તો, દેહ દુખ સહિ તેણે! ૧૩
પણ હવે ગણ પ્રભુ ન પાછા વાળશે આ વાર;
જાણિ એવું શાણિ સત્વર, તત્પર થઈ નિર્ધાર. ૧૪
એથી આશા સ્વામિયે, મૂકી નિજ મહિલા કેરી;
જાણિ મનમાં માનની ઝટ, નિશ્ચય કાળે ઘેરી. ૧૫
સુરતથી આવેલ સગાંએ, ત્યમ હેતૂ સૌ કોઈએ,
સૂચવ્યું સુત §મોટો મુંબઇથી, બોલાવવો ઝટ જોઇએ. ૧૬
ત્યારે ના કહિ પાર્વતિ સતિયે, ઉચરિ હળવે આમ;
પરીક્ષા છે તેની હમણાં, માટે નથિ અહિં કામ. ૧૭
જ્યેષ્ઠ પુત્રની ગેરવર્તિને, ન્હાના નિજ બે સુત સાર
નિરખી નેત્ર ભરીને ભામા, શોચે વારંવાર. ૧૮
કાંત નિજ એકાંતમાં જોઇ, એકલા એકવાર;
સંભાળજો આ છોકરાં, ઉચરી જરી આ નાર. ૧૯

* રોગ † ઔષધથી. (જેમ જેમ ઓસડ કર્યું. તેમ તેમ રોગ વાધ્યો). ‡ પ્રીતિ. § અનુભાઈ આ વખતે મુંબઈની "ગ્રાંટ મેડિકલ કાલેજ"માં દાકતરી વિદ્યા શીખતો હતો.

ગદગદ સ્વરે એમ બોલતાં, આંખે ભરાયાં પાણી;
નાથ-નેત્રે નિર વહ્યાં, ઉચરી શકયા નહિ વાણી. ૨૦
સ્થિર મન કરિને સ્વામિયે પછિ, બોધ દીધો બેશ;
હે સતી સમજૂ થઈ ભલી, કયમ કરે નિષ્ફળ ક્લેશ. ૨૧
જાયું તે સૌ જાય નિશ્ચે, નથિ રહેવાનું બેશી;
આ જગત તંત્ર અનિત્ય છે, જન લહાણુ તેમાં લે શી? ૨૨
છે ધર્મ સહાયક અંતનો, આવે ન બીજું કામ;
સ્વજન સુત વિત સેવકો, નવ સહાય આવે નામ. ૨૩
શરણુ સાચું સચ્ચિદ્દ્ઘનનું, જાણુ નિશ્ચય નાર;
ધર્મીને નિજ ધામ રાખી, અચળ સુખ દેનાર. ૨૪
તુજ ભક્તિથી ભગવાન રીઝી, ભલું કરવા તારૂં
ધાર્યું હશે અહિંથી પણ ઉત્તમ, એમ હું મન ધારૂં. ૨૫
આ અનિત્ય વ્યાધી ગ્રસ્ત દેહથિ, છોડાવિ તુજને તૂર્ણ,
અજર અમર રુજરહિત* કરિ, સુખ આપવા સંપૂર્ણ. ૨૬
તેડું આવ્યું છે જાણુ નિશ્ચય, દૂર સંશય રાખ;
વિષ તજી આ વિશ્વસુખનું, ચિદ્રુપ-અમૃત ચાખ. ૨૭
ભાન આવ્યું ભામનીને, શુણી કંથઉપદેશ,
માયાનું આવરણ જઈ, અંતર હવો ઉજાશ. ૨૮
છે માયા કાયાધારિને, મોહજાળ નાખે એવી;
મૃગમાં રખાવ્યું ભરતમન, બહુ ડગાવ્યાં દેવદેવી. ૨૯
તો પાર્વતીને કેમ કહો તે, ચડપ નવ ચૂકાશે ?

* રોગરહિત. ( રુજ-રોગ ).

અવસાનમાં સુત સ્વામિ વહુ, નિજ પાસ દૃષ્ટે આવે. ૩૦
સાવધ સતી પતિબોધથી થઇ, બોલિ તેણીવાર;
હે કંથ હું પરબ્રહ્મ શરણે, જવા છું તૈયાર. ૩૧
કેટલાક દિવસથી નાથ હું, એ વિચારમાં છું લીન;
માયા અજેયે જીતિ મન મુજ, કીધ અતિશે દીન. ૩૨
આજે હું છેલ્લી વાર મળિ, વહુ છોકરાને નાથ;
શિખ આપિ સારી, મુકિ વિસારી, આપિશ હરિને હાથ. ૩૩

વળણ.

હાથ આપિશ ઉઠાવિ લેવા, ભજિ મનમાં ભગવાન;
પછિ હું પિયુ કો વાતમાં, ધરિશ ન મારૂં ધ્યાનરે.

---

## કડવું ૩૦ મું. રાગ મેવાડો.

'મોસાળ પધારોરે બાળક બાલુડાંરે, મારાં લાડકવાયાં બે બાળ.' —
એ દેશી.

ભેટો મુજને ભાવેરે લાખેણાં રૂડાં લાડકાંરે, મારાં ગુણા* રમણ† શૃંગાર!
છે આ મેળો છેલ્લોરે, તમે શોક ન કરશો લગાર. ભેટો૦
આવો મારાં મીઠાંરે, હું ફેરવું તમ શિર હાથ;
નિરખું નેણ ભરીનેરે, તૂટશે આપણો સાથ. ભેટો૦ ૨
સંપી સ્નેહ વધારીરે, રહેજો હું રાંકડીનાં રત્ન;
જશ જગમાં શુભ લેજોરે, કરજો જાતનાં ઝાઝાં જત્ન. ભેટો૦
કુળના દીવા પુત્રોરે, થઇને વખણાવજો માની કૂખ;
[illegible]ત તાપ ઉપજાવીરે, ભાગજો તેમના મનની ભૂખ. ભેટો૦

---

* ગુણાભાઈ—વચટ પુત્ર. † રમણભાઈ—નાનો પુત્ર.

આળ ન કોનું વહોરશોરે, ગુણિ મારાં ખાશો ન કોની ગાળ;
આળસ આઘું કરિરે, ઉદ્યોગે ક્ષેપણુ કરજો કાળ. ભેટો૦ ૫
નાત સેવના કરજોરે, દેઈ દેવના સરખું માન;
નીચ સંગ પરહરજોરે, એથી નિવડશો નાદાન. ભેટો૦ ૬
શૃંગાર મારી શાણીરે, છે તું મુજ ઘરશૃંગાર;
સસરાની સેવા કરજેરે, છે હવે તુજ શિર ભાર. ભેટો૦ ૭
દિયેર આ બે તારારે, તેપર રાખજે પૂરણુ પ્રીત;
માત ગરજ સારીનેરે, ઓછું પડવા દેતિ ન કો રીત. ભેટો૦ ૮
ભવ દરિયો તરવામાંરે, નિવડજે નાથનિ નૌકા સાર;
શિળ શણગાર ધરીનેરે, શોભજે સદા સંસાર. ભેટો૦ ૯
સારી નારી સંગેરે, સંચજે સદ્‌ગુણ ઊર;
કુલટા મૂકી ટાળીરે, રહેજે તું તેથી દૂર. ભેટો૦ ૧૦
સુખ વૈભવ બીજાનોરે, દેખી ન દાઝવું લેશ;
સંતોષ ઊર સજવોરે, નિજથી નિર્ભાગિ જોઇ હમ્મેશ. ભેટો૦ ૧૧
લેઊ લહાવ લોચનનોરે, નિરખી મારા કાળજાની કોર;
જઈશ હવે હું આંધીરે, શાણાં મારા કરશો ન શોર. ભેટો૦ ૧૨

વળણ.

શોર ન કરશો એમ કહિ, પાસું ફેરવ્યું તર્તે;
સંસારિક વિષયોથિ મન, સંકેલ્યું એક સર્તરે. ૧

---

## કડવું ૩૧ મું. ચોપાયાની દેશી.

અંત શિખામણ સતિયે અતિ શુભ, વહુ દિકરાને દીધી;
મનોવૃત્તિ માયા મોહ થકી, તરત દૂર પછિ કીધી. ૧

જીવન્મુક્ત થયેલ જણાઈ, ભક્તિમાન આ ભામા;
સરત સાધિ સુખધામ રામમાં,* શાંત રિતે ગુણગ્રામા. ૨
વહુ દિકરા આવે પાસે પણ, તેપર મીટ ન માડે;
સચ્ચિદ્‌ઘનમાં મન લાગ્યું ત્યાં, કહો કોણ મોહ પમાડે. ૩
મરણ તણું ભય ભાગ્યું જેનું, વળગ્યું મન હરિ શરણે;
અસાર આ સંસાર ગણી, ચિત ચોટયું ચિદ્રુપ-ચરણે. ૪
થોડા દિવસ દશા આ'વીમાં, વનિતા જણાઈ વારૂ;
વિદેહ મુક્તિતણે મારણ પછિ, ચરણ ધર્યાં નિજ ચારૂ. ૫
છત્રિશના આષાઢતણી, શુદ સાતમ વાસર બુદ્ધે,
સૂર્યોદયમાં સ્વપ્ન થકી ઝટ, જાગિ સતી ચિત શુદ્ધે. ૬
પાસે પતિ આવેલા તેને, પૂછ્યું અર્ધ જાગૃતિમાં;
આંહિ મને કયમ આણિ કહો? સંશય ઉપન્યો એમ સતિમાં. ૭
સ્વામી કહે ક્યાં છિયે આપણે? સતિ કહે ગુરુ દત† ઘેર;
નમસ્કાર કરતી કાંતા, પેખી પતિએ એ પેર. ૮
જેપર શ્રદ્ધાની જડ બાઝી, તેરૂપે પ્રભુ એને,
અવસાને દર્શન દઇ નિજ ઘર, તેડી લીધી તેને. ૯
શ્વાસ બંધ પાડી ભવબંધન તોડી ગઈ હરિદ્વાર;
વિદેહ મુક્તિમિ મુક્તિ સજી શુભ, દેહ રહિત થઈ દાર. ૧૦
આધી વ્યાધિ ઉપાધી વાળો; ભયનો ભાર્યો દેહ
ત્યાગી સરત સાઈ પરલોકે, અચળ થવા શુભ એહ. ૧૧
શોક શોક અતી થઈ મહિલા, પતિ પુત્રો વહુ પાસે;

* સર્વવ્યાપક પરમાત્મામાં. † ગુરુ દત્તાત્રિ.

નિજ વિયોગનું દુખ વહાલાંને દઈ ગઈ પ્રભુ આવાસે. ૧૨
વિયોગ સુતવધુ સહિ ન શકી, સાસૂનો વહુ શૃંગાર;
ઉપકારિણિ નિજ સાસુ વિરહના, ધીકયા ઉર અંગાર. ૧૩
મેં બદલો કશિ રીત ન વાળ્યો, રે! સાસૂ ગુણ કેરો;
શોચ એહ સુંદરિમન વ્યાપ્યો, ફળ્યો નહી મુજ ફેરો. ૧૪
રડવાકુટવારિતપર સતિનો, પૂર્ણ હતો ધિક્કાર;
તેથી લૌકિક તેવું તેનું, ન કર્યું તેણીવાર. ૧૫
સ્મશાન શબ સતિનું લઇ જાવા, ભીડ થઈ અતિ ભારે;
નાત અને પર નાત તણા જન, આવ્યા સતિપતિ-દ્વારે. ૧૬
દહનક્રિયા કરિ સાંત્વન કીધું, બહુ મિત્રોએ ફરિને;
ભાઇ ન શોચ કશો કરશો, થયું જે કંઇ ગમિયું હરિને. ૧૭
પાર્વતિ દેહ પડ્યા પછિથી, દશ માસે સુતની દારા
અકસ્માત્ એની પાસે જઇ પહોંચી સ્મરિ ગુણ સારા. ૧૮
જાણે પ્રત્યુપકાર વાળવા, ગઇ વહુ એમ ગણાયું;
તારૂણી મન સર્વ તજી, નિજ સાસૂ સમિપ તણાયું.

વળણ.

તણાયું મન શૃંગારનું, સાસૂ સેવન માટ;
વદ છઠ વૈશાખે* વળી, વનિતા સ્વર્ગ ને વાટરે. ૧

## કડવું ૩૨ મું રાગ ધનાશ્રી.

સતિ પાર્વતિ પરલોક ગઈ, રહિ કીર્તિ [illegible] અહિં તેનીજી;
જયમ કેતકિ જુઇ જાઇ અર્ક થઇ, [illegible]રેમવ દા[illegible] તેનીજી. ૧

* સંવત્ ૧૯૩૭

ધર્મવૃત્તિની ધણિવશવર્ત્તિની, દયા ધામ શુભ ટેકીજી,
નમ્ર સ્વભાવનિ નિર્મળ નારી, નિરખી જેમાં નેકીજી. ૨
આપદમાં હારી નવ લવ* પણ, પણ પોતાનું પાળ્યુંજી;
ટેક ત્રિભુવન પતિયે રાખી, તેથી વિખ ઝટ વાળ્યુંજી. ૩
વિખ કરતાં પણ વિષમ વેણનો, અનુભવ ભવમાં કીધોજી;
સંકટની સીમા ન દિઠી પણ, પગ પાછો નવ દીધોજી. ૪
પતિવ્રતઆખડિ પૂર્ણ પાળિ, અડચણ બહુ વિધની વેઠીજી;
આપત્તીનો આભ તુટે સતિ, હઠિને ન પડી હેઠીજી. ૫
વેષ લીધેલો પૂર્ણ ભજાવી, રાજિ કર્યા ભવનાયકજી;
તેથિ ત્રુઠી તે સૂત્રધાર થયા, સતિના સત્વર સહાયકજી. ૬
લાજ રાખિ લલનાની પ્રભુએ, અભિવાંછિત શુભ આપીજી;
પૈસો પુત્ર પ્રતિષ્ઠા દઇને, અંતે સ્થિર કરિ સ્થાપીજી. ૭
ચરિત્ર ચારૂ પાર્વતિસતિનું, ચાર પદારથ દાતાજી,
[illegible] તેના વિકાર શમી સૌ, ઉર ઊપજશે શાતાજી. ૮
ખટરિપુ-દળખંડનકર્ત્તા †અસિ, છે ભલું આ આખ્યાનજી;
સદ્ગુણપ્રેરક છે સદ્ગુરુશું, ધરશો જો તે ધ્યાનજી. ૯
મહિમા એનો મુ[illegible] શું વખાણું? પુણ્યપથે મન વાળેજી;
દુષ્કૃત દિલ ઉપજ[illegible] ન દઈ, પાપ બુદ્ધિને બાળેજી. ૧૦
ધર્મનીતિ ધા[illegible]જ ને સાહસ, વિવેક વિનયનું પાત્રજી,
ચરિ[illegible] [illegible]ું સું દર, જોવા સરિખી જાત્રજી. ૧૧
પ્રે[illegible]ના, ધર્મ પ્રકાશે તેમાંજી;

* જરાપણ. † તરવાર.

પત્નીના ઉપયોગ તણા, અતિ ઉત્તમ ગુણ છે એમાંજી. ૧૨
જે નારી સારી રીતે આ ચરિત્ર ધરશે ધ્યાનજી;
સતીપણું શુદ્ધ પ્રાપ્ત કરીને, સ્વર્ગે જશે નિદાનજી. ૧૩
વિરૂપાને વશ થાશે વલ્લભ, પાર્વતિ-ચરિત્ર પઢતાંજી;
જશ જગમાં ઝાઝો વિસ્તરશે, નડતર નહિ રહે નડતાંજી. ૧૪
રાસલીલા કરતાં ઉપયોગી છે પાર્વતિ-ગુણ-પુસ્તકજી;
સધવાને સાંભળવા જેવું, તારકમંત્ર શું આ તકજી. ૧૫
બાળાઓને બોધજનક છે, નીવડવા શુભ નારીજી;
ચરિત્ર આ ચતુરાનું સુંદર, પતિની હોવા પ્યારીજી. ૧૬
જ્યારે શુણે કે વાંચે ત્યારે, તે છે ફળ દેનારૂંજી;
બારે માસ તણું તીરથ, સતિચરિત્ર છે આ ચારૂજી. ૧૭
સંવત્ ઓગણિશ છેતાળિશના, વિક્રમાર્કના વર્ષેજી,
પોષે શુદ તેરશ ભૃગુવારે, સતીચરિત્ર સહર્ષેજી, [illegible]
પૂર્ણ કર્યું પ્રેમે પદબંધે અલ્પ મતીથી આ મેંજી,
રાજારામાત્મજ કવિ પદરજ, નામે ગણપતરામેજી. ૧૯

**વળણ.**

ગણપતરામ ભજિ રામને, દે રૂડી ાશીષ;
શ્રોતા વક્તા બોલજો, જય જય શ્ર જગદીશરે. ૧



# ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તક.

| પુસ્તક અને ગ્રંથકાર. | કિંમત. | પોસ્ટેજ |
|---|---|---|
| રા. સા. મહીપતરામ રૂપરામ કૃત. અકબર ચરિત્ર. | ૦॥ | ૦)-॥ |
| શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસ કૃત. ઉત્સર્ગમાળા. | ૦H | ૦)-॥ |
| ,, ગુજરાતી ભાષાનો ઇતિહાસ. | ૦। | ૦)- |
| શાહ મગનલાલ વખતચંદ કૃત. કથનાવળી. | ૦। | ૦)- |
| રા. વિઠલદાસ ધનજીભાઈ કૃત. કેરી વસ્તુનું વર્ણન. | ૦।- | ૦)- |
| ,, ગુજરાતના ભીખારીઓ. | ૦। | ૦)- |
| ,, ગુજરાતનો ઉત્કર્ષ થવાનાં સાધન. | ૦॥ | ૦)- |
| ,, સ્ત્રીનીતિધર્મ. | ૦॥ | ૦)-॥ |
| રા. ચુનીલાલ બા૦ મોદીકૃત. મહાન આલ્ફ્રેડનું ચરિત્ર. | ૦।- | ૦)- |
| ,, ફ્રાન્સદેશમાં રાજની ઉથલપાથલ. | ૦।॥ | ૦)-॥ |
| એક વિદ્વાન કૃત કિમિયાગર ચરિત્ર. | ૦। | ૦)- |
| ા મ. એદલજી જ૦ ખોરી કૃત. દુકાળ વિષે નિબંધ. | ૦॥- | ૦)-॥ |
| કવિ દલપતરામ ડા૦ કૃત. અંગઉધારનો ઝઘડો. | ૦)૦। | ૦)૦॥ |
| ,, કવિતા વિલાસ. | ૦।॥ | ૦)-॥ |
| ,, કચ્છ ગરબાવળી. | ૦।= | ૦)-॥ |
| જાદવાસ્થળી. | ૦)૯॥૦ | ૦)૦॥ |
| તાર્કિક બોધ. | ૦। | )- |
| દૈવજ્ઞ દર્પણ. | ૦। | ૦)- |
| ફાર્બસ વિરહ. | ૦)- | ૦)૦॥ |
| બાળ વિવાહ નિબંધ. | ૦। | ૦)- |

કવિ દલપતરામ ડા૦ ભૂત નિબંધ. ૦।= ૦)~

,, માતપિતાની સ્તુતિ. ૦)૦। ૦)૦॥

,, મિથ્યાભિમાન નાટક. ૦।= ૦)~॥

,, રાજવિદ્યાભ્યાસ. ૦)~ ૦)૦॥

,, વિક્ટોરિયા મહારાણીજીના છંદ. ૦)૦। ૦)૦॥

,, લક્ષ્મી નાટક. ૦)≡ ૦)૦॥

,, વચન વિવેક બાવની. ૦)૦॥ ૦)૦॥

,, વિદ્યાબોધ. ૦। ૦)~

,, શામળ શતસાહી. ૦)≡ ૦)૦॥

,, હુન્નરખાનની ચઢાઇ. ૦)~ ૦)૦॥

,, સંપલક્ષ્મી સંવાદ. ૦)~ ૦)૦॥

,, સ્ત્રી સંભાષણ. ૦)~॥ ૦)૦॥

,, જ્ઞાતિ નિબંધ. ૦।~ ૦)~॥

,, ગરબાવળી ભાગ ૧ લો. ૦)~ ૦)[illegible]

રા. સા. કેશવલાલ મો૦ કૃત. સ્થાનિક સ્વરાજ્ય. ૦॥ ૦)~॥

રા. કૃષ્ણરાવ ભો૦ કૃત. નારીશિક્ષા ભાગ ૧લો. ૦।≡ ૦)~

,, એજન ભાગ ૨ જો. ૦॥~ ૦)~॥

પુરા. નાગેશ્વર જયે૦ કૃત સીતા દમયંતીનાં આખ્યાન ૦)≡ ૦)૦॥

બાળલગ્નના સંબંધમાં આપણું કર્તવ્ય—ભાષણ. [illegible] ૦)૦॥

રા. સા. બુલાખીદાસ ગંગાદાસ કૃત કેળવણી. [illegible]) ૦)=

રા. બાપાલાલ બા૦ ભટ્ટ કૃત ખેતીવાડીના સુધારા વિષે.

રા. બળવંતરામ મહાદેવરામ કૃત ની[illegible]માળા.

,, [illegible]ાણી વર્ણન ભાગ ૧ લો ૧

| | | |
|---|---|---|
| ,, ,, | ભાગ ૨ જો. | ૦॥ ૦)-॥ |
| ,, ,, | ભાગ ૩ જો. | ૦॥ ૦)-॥ |
| ,, | ત્રણેભાગ ભેગા. | ૧॥ ૦)≡॥ |
| ,, | પુનર્વિવાહ પ્રબંધ. | ૦।- ૦)- |
| ,, | વેણીસંહાર નાટક. | ૦॥ ૦)-॥ |
| ,, | વનસ્પતિશાસ્ત્રનાંમૂળતત્વો. | ૦॥- ૦)-॥ |
| રા. સા. મયારામ શં૦ કૃત | કન્યાઓની અછત. | ૦।≡ ૦)-॥ |
| ,, | સેવિંગબેંકની અગત્ય. | ૦।= ૦)- |
| રા. મોહનલાલ કલ્યા૦ કૃત | જમણવારવિષે નિબંધ. | ૦॥ ૦)- |
| દા. મોરેશ્વર ગોપા૦ દેશમુખ કૃત | ભિક્ષુકવિષે નિબંધ. | ૦॥ ૦)- |
| રા. મણિશંકર પ્ર૦ પંડિત કૃત | સત્સંગવિષે નિબંધ. | ૦)-॥ ૦)૦॥ |
| રા. ભવાનીશંકર રામે૦ કૃત | પરદેશી માલ આપણા દેશમાં તૈયાર કરવા શા ઉપાય યોજવા ? | ૦॥ ૦)-॥ |
| [illegible]નદાસ મો૦ શાહ કૃત | આરોગ્યતા અને સ્વચ્છતા. | ૦॥= ૦)= |
| રા. ગણપતરામ રાજા૦ ભટ્ટ કૃત | બાળલગ્નથી થતી હાનિ વિષે સરસ્વતી ગુણવંતની કથા. | ૦।= ૦)-॥ |
| રા. ગણપત[illegible] કૃત | પાર્વતીકુંવર ચરિત્ર. | ૦)≡ ૦)- |
| મિ. રહે[illegible] ૦ વ૦ કૃત | સુરત-માંડવીનું દેશી રાજ[illegible]. | ૦॥ ૦)[illegible] |
| [illegible] | [illegible]ક ૨-૩-૪. (દરેકના) | ૧) ૦)-॥ |
| | પુસ્ત[illegible] | ૧)= ૦) |